# યોગવિદ્યા અને અસલી ઈરાંનીઓ.

૭૦૪૪

ત્રીજી આવૃતી.



How charming is Divine Philosophy !
Not harsh nor crabbed as dull fools suppose ;
But musical as Apollo's lute,
And a perpetual feast of nectar'd sweets,
Where no crude surfeit reigns !

*Platonist.*



મુંબઈ:

વરતમાન છાપાખાનામાં મનચેરજી હોસંગજી જાગોસે છાપી છે.
ચંદનવાડી, નંબર ૧૪૧.



કિંમ્મત ચાર આના.



સને ૧૮૯૯.

# પ્રસ્તાવના.



જરથોશતી ધર્મ સમજવાને માટે એક સદીથી વધારે વખત થયો પારસીઓમાં જબાનસનાસી (ફાઈલોલોજી) કામે લગાડવામાં આવે છે. લાંબા વખતના અનુભવથી આપણે જે છેવટ ઉપર આવ્યા છીએ તે એ કે, અવશતા-ઝંદનો જે અર્થ ફાઇલાલોજીથી આજે એક અભ્યાસી સમજાવે છે તેને બીજો આવતી કાલે બદલી નાખશે. આપણને માત્ર સપાટી ઉપરનો અરથ સહમજવો હોય તો જબાનસનાસી ઠીક છે, પણ અવસતાનાં ભેદી લખાંણોનાં ભીતરમાં કેવી ડહાપણ ભરેલી ફીલસુફી છે તેનો ઉંડો અરથ જોઈએ તેવો સમજવો હોય તો તે યોગ વિદ્યા છે.

તેથી પારસી ટોલાને ભલામણ કરવામાં આવે છે કે તેમનો ધર્મ શો છે તે સમજવાને તેઓએ જબાનસનાસીને બદલે યોગ વિદ્યા કામે લગાડવી. આ વિદ્યા શું છે, તેથી ધર્મ કેમ સહમજ પડે છે, અને તે સમજ્યા પછી તે ઉપર અમલ કર્યાથી કેવા ફાયદા હાંસલ કરી શકાય છે, તેનો થોડો ભાવાર્થ આ વિષયમાં આપયો છે.

એ વિષય પેહેલાં સને ૧૮૮૨ ના **વિદ્યામિત્ર**માં લખાયો હતો, અને તે પારસી ટોલાના એક વિચારવંત ભાગને એટલો પસંદ પડયો હતો કે, એક ચોપાન્યાના આકારમાં તેને જુદો પ્રગટ કરવાની ફરજ પડી હતી. આ ચોપાન્યાંની કેટલેક ઠેકાણેથી ફરીથી માંગણી થઇ, પણ તેની એકે એક નકલ ખપી ગયલી હોવાથી, કેટલાક સુધારા અને વધારા સાથ, ત્રીજી આવૃતી તરીકે તેને ફરીથી બાહાર પાડવામાં આવ્યું છે.

મુંબઇ, તા૦ ૧ લી જાનેવારી, ૧૮૯૯.

"પુઆમ્ચ વીરૂપ વોહુ મજદઆત અષ-ચીશ"—"પાંચમું (માહનામ) મજદના અશોઈની તોખમની તમામ ન્યામત" અથવા "હું તે જગત રૂપે જાહેર થનાર."—**અહુરમજદ યશ્ત.**

So that this solid world after all is but an air-image, our *Me* is the only reality, and all is "Godlike or God."—THOMAS CARLYLE.

"અને સીકંદરે જોયું કે આ ટોલાને (ઈરાનીઓને) એવી એક કુદરત છે કે જ્યારે ચાહે ત્યારે તેઓ તનથી જુદા થાય છે, અને તનને જામો કરે છે."—**દસાતીર,** પા. ૨૪૬.

"But the soul then reasons in the most beautiful manner, when it is disturbed by nothing belonging to body, neither by hearing, nor sight, nor pain nor any pleasure, but subsists in the most eminent degree itself by itself, bidding farewell to the body and, as much as possible, neither communicating, nor being in contact with it, extends itself towards Real Being."—PLATO.

"I take my refuge in thy Law of Good!
I take my refuge in thy Order, OM!
The Dew is on the lotus!—Rise, Great Sun!
And lift my leaf and mix me with the wave.
*Om mani padme hum*, the Sunrise comes!
The Dewdrop slips into the shining Sea!"

—*The Light of Asia.*

# યોગ વિદ્યા અને અસલી ઇરાંનીઓ.

## ઇરાંનીઓની વિદ્યા—યુરોપિયન વિદ્વાનોના મત.

તે અજીમ કુદરતના સાહેબે આસ્માન અને જમીનમાં એટલી જાતની ચીજો પેદા કીધેલી છે કે તેની ગણત્રીનો કાંઇ ખ્યાળ પણ આવી શકે નહી. એમાની પ્રાણી, પદાર્થ, પાણી અને હવા જેવી કેટલીક વસ્તુઓ આપણે ઇંદ્રીઓની મદદથી પીછાણી શકીએ છીએ; એટલે તે ચીજોની હસ્તી આંખ, કાન, નાખ, જીભ અથવા ચામડીથી માલમ પડી આવે છે. પણ એ સીવાય બીજી કેટલીક હસ્તી, જેની જરૂર આપણને લાગે છે, તેનું જ્ઞાન આપણને ઇંદ્રીઓથી મળી શકતું નથી. આ વર્ગમાં આત્મા, અને રૂઆંનો, ફરેશતા અને ગેબી શકતીઓ વગેરે આવે છે. જેઓ પોતાના ધર્મ ઉપર એકીન રાખે છે તેઓ એવી હસ્તી છે એમ માને છે; પણ પારસી જુંવાનોનો એક મોટો ભાગ જે હમણા કોલેજોમાંથી શીખી બાહાર પડે છે તેઓમાના ઘણાકો આ હસ્તી ના પાડે છે, માટે તે વિષે કાંઇ વીસ્તારીને સમજ આપવાની જરૂર જણાય છે.

આ પાછલા વર્ગના જુવાનો ખરેખરજ પશ્ચિમ તરફના યુરોપીઅન વિદ્વાનોના સાહીત્યનો પક્કો અભ્યાસ કરી કોઈ નક્કી નીવેડા ઉપર આવતા હોયતો, તેઓના અને તેમના વડવાઓનાં ધર્મ પુસ્તકોમાં જણાવેલા વીચારમાં જરાએ ફેર પડે નહીં. આપણા જુવાનો માત્ર સપાટી ઉપરનું થોડું ઘણું જાણી પોતાનું મત બાંધે છે. જેઓને પગલે પારસીઓનો એક ભાગ આજે ચાલવા માંગે છે તે યુરોપના વિદ્વાનોછે તેઓમાંનો એક આગેવાન હરબર્ટ સ્પેન્સર જડ પદાર્થના અખતરાઓ ઉપરથી છેક "અનંત અને અમર શકિત જેમાંથી સર્વ ચીજો ઉત્પન્ન થાય છે" ત્યાં સુધી આવે છે; તોપણ તે કેહેછે કે "ખોદા વીશે હંમેશાં મંજુર રખાયલા વાસ્તવીક ગુણોમાનો એક પણ ગુણ આ શકિતને લાગુ પાડી શકાય નહીં." તેનું આ કેહેવું આપણા પૂર્વ તરફના અસલી લખાણોને કેટલેક દરજજે મલતું આવે છે; પણ જયારે મી૦ સ્પેનસર કહે છે કે માણસ જાતની નાકેશ અક્કલ આ

"નહીં જાણી શકાય[1]" તે, કે જે છેવટનું સત્ત છે, તેને પોહોચી કે ખ્યાલમાં લાવી શકે નહીં, ત્યારે આપણા ધર્મ પુસ્તકોમાં જણાવામાં આવે છે કે એ "નહી જાણી શકાય" તેને જાણવાની શકિત દરેક માણસમાં ગુપ્ત રહેલી હોયછે, અને તેને ચોકસ રીતે ખીલવી શકાય છે, જે વીશે આગળ વાંચવામાં આવશે.

હવે અહીં સવાલ ઉઠશે કે,—શું તે પુસ્તકો લખનાર આજના વિદ્વાનોના જેવા બાહોસ અને શીખેલા હતા? શું તેઓ નવી નવી શોધો કરતા હતા? સુધારામાં તેઓ આજના યુરોપીયનો જેવા આગલ વધેલા હતા? વગેરે. આ સવાલોના જવાબ જો અમો આપીએ તો તે ભાયેંગેજ માનવાણાં આવે, માટે જેઓનું કહેવું આજે પવીત્ર ધર્મવાણી જેવું થઈ પડયું છે, તેઓમાના એક ઉસ્તાદનેજ મોહોડે તે બોલાવીએ. પ્રોફેસર હક્ષલી, મી૦ ગ્લાડસ્ટન અને પ્રોફેસર માક્ષમલર વચે ચાલેલી ચોકસ તકરારના દરમીયાનમાં પેહેલો વિદ્વાન પુછે છે કે "ટારસસનો પાલ જનમ્યો હતો તેની જમાના આગમચ થઇ ગયેલા હીંદુ મ્હાતમાઓમાં 'ઇવોલ્યુશન' નો વિચાર ઘણો જાણીતો હતો તેઓને માટે તો આપણ કાંઈ કેહેતા નહી; પણ ગ્રીક ફીલસુફીના સ્થાપનારાઓની હસ્તી વિષે પણ દુનિયાંના સર્વ લોકોમાં મી૦ ગ્લાડસ્ટન એકલાજ ઇનકાર કરે છે કે શું?"[2] વલી આગલ ચાલતાં એજ ગ્રહસ્થ નીચે પ્રમાણે જણાવે છે:—"મને એવું માલમ પડે છે કે **યુરોપની સુધરેલી પ્રજાની નીતી અને બુધીબળ એ પેલી સેમેટીક અને આર્યન પ્રજાઓની અંતરગતીનું, કોઈવાર સામસામેના જોરનું કોઇવાર ફાયદાકારક લેણદેણનું પરીણામ છે, કે જે પ્રજાઓ ઇતિહાસના પરોઢીયામાં હસ્તી ધરાવતી હતી;** જ્યારે ગ્રીક અને ફીનાશીયનો એક બીજાનાં સંબધમાં આવ્યા હતા, અને તે કારથેજીનીયન અને રોમન, જુ (યાહુદી) અને જેન્ટાઇલથી આજ સુધી ચાલુ રહી છે. કદાચ ગાયણના હુનર શીવાય **આપણા સર્વે હુનરો અને આપણી વિદ્યા એ સઘલું આર્યનોના પ્રતાપ છે;** પણ આપણા ધર્મનું તત્વ સેમાઈટથી ઉતરેલું છે."[3] આ પ્ર-

---

૧ Unknowable. ૨ *Nineteenth Century*, Dec. 1885, p. 854

૩ *Ibid.* p. 860.

માણે યુરોપનાં વિદ્વાનો કબુલ કરે છે કે આરયન દાનાઓની વિદ્યા અને તેમના ડહાપણ આગલ આપણ કુચ બીસાદમાં નથી.

## પદાર્થ વિદ્યા અને યોગ વિદ્યા.

જ્યારે એમજ છે ત્યારે આપણ આર્યનોને આપણા અસલી ગ્રંથો ખોલવાને શરમાવાની કશી જરૂર નથી. તે ઉપરથી માલમ પડશે કે આગલા ઇરાંની દાનાઓએ પરવરદેગારની પેદાયશને બે ભાગમાં વેહેંચી નાખેલી હતી:—

૧ લી **અનસુરી** (*material*) એટલે હવા, પાણી, આતશ તથા ખાક વગેરે તત્વો અથવા ઓનાસરોથી બનેલી.

૨ જી **મીનોઈ,** ગેબી (*spiritual*) પેદાએશ, જેમાં ગેબી, નિરાકાર ચહડતા ઉતરતા ઝલકાટનાં નુરો છે.

હવે આપણી ઇંદ્રીઓ આપણા આત્મા (જીવ)ના કોઇ ભાગ નથી, પણ શરીર જે 'અનસુરી' છે તેના ભાગ છે, તેથી તેઓબી 'અનસુરી' ગણાય છે. તેટલા માટે તેઓનું કાંમ કોઇબી 'ઓનાસર'થીજ બનેલી વસ્તુઓ વિશે આપણને જ્ઞાન આપવાનું છે. એઓની મદદથી આપણે ખોદાની જાત ને, ગેબી નુરોને તથા આપણા 'રૂહ'ને જોવા માંગીએ તો તે બેહુદુ ગણાય.

ઉપર જણાવ્યા પ્રમાણે જેમ આપણા ઇરાંની ને આગાંનોએ પેદાએશને બે ભાગોમાં વેહેંચી નાંખી હતી, તેમજ તેઓના વિદ્વાનોબી બે વર્ગમાં વેંહેચાઈ ગયલા હતા:—

૧—"તબયઈ હોકમા" એટલે ચીજોની તબીઅત તપાસનારા વિદ્વાંનો, જેને ઇંગ્રેજીમાં *Natural Philosophers* કહેછે તે. અનસુરી ચીજોની ખાશીઅતોનો અભ્યાસ કરીને કંઈ કંઇ ખુદરતી નિયમો શોધી કાહાડવા, અને તેને લગતાં શાસ્ત્રો તથા યંત્રો રચવાં એ તેઓનું કામ હતું. તેઓ પોતાનાં મત "અકલી દલીલ" ઉપરથી બાંધતા હતા. આ વર્ગમાં આજના બધા યુરોપીયન વિદ્વાનો આવી જાય છે.

૨—"ઇશરાકીન હોકમા" જેને ઇંગ્રેજીમાં "*Occultist*" કહે છે, તેઓની વિદ્યાનું નામ "એલમે અશરાકી" છે. હિંદુઓ એને યોગવિદ્યા

અને જે એમાં પ્રવીણ હોય તેને યોગી ૧ કહે છે. સંસ્કૃત યુંજ=મલવું—એટલે આત્માનું પરમાત્મા સાથ જઈ મલવું—એમ થાય છે. પારસીઓમાં "ખલ્લે બદન" થવાના એ ઈસારો છે. આ વિદ્યા પરહેજગાર લોકોને **અંતર જ્ઞાનથી** મળે છે—કાંઈ આંખ, કાન જેવી ઈંદ્રીઓની મારફતે મલતી નથી. ૨ એ વિદ્યાનું જ્ઞાન થવાથી પરવરદેગારની જાત દેખાય છે અને કુલ મીનોઈ આલમ સાથે વેહેવાર પાડી શકાયછે. એનો અમલ કરનારા સાહેબોની પવિત્રાઇ, ચાલચલણ, અને ચમત્કારીક શકતી ફરેસ્તાઓના જેવી હોય છે. એનું બીજું નામ "મુશાહેદાત" છે, જે "મુશાહેદેહ" એટલે "દીલની આંખે જોવું" એવા અર્થવાલા શબ્દ ઉપરથી રચાયલું છે. એ સિવાએ બીજાંબી નામો છે, જેમકે "એલમે સુલુક," "મારફત," "શીઆઝત," ઈત્યાદી. તબયઈ હોકમાઓની માફક એ જાતના વિદ્વાનો "અકલી દલીલ" વાપડતા નથી પણ "કશફી દલીલ" ઉપર મુદાર બાંધેછે. એટલે તેઓએ જે **આત્માની આંખે જોયું** તેજ તેઓના કહેવાની સત્તા તરીકે ગણાય છે.

## નાસ્તીક ટોલાઓ અને નાસ્તીક તકરારો.

હવે આજના યુરોપિયન વિદ્વાનોએ આગલા "તબયઇ હોકમાઓ"

---

૧ હાલના વખતમાં "યોગી" શબ્દનો અપભ્રંશ થઈને "જોગી" બોલ વપરાય છે, તે રખડતા રઝલતા લંગોટીઆઓને લાયકનો છે. પણ ખોદાની મારફતને પોહોંચેલા અશો નરોને "યોગી" ના એલકાબથી ઓલખવામાં કંઈજ અડચણ નથી, કેમકે જ્યાં જ્યાં ફારશી વાલાઓ "વખશુર," "પેગાંબર," "સાલેક" વિગેરે બોલો વાપરે છે, ત્યાં ત્યાં સંસ્કૃત ગ્રંથકારો એ શબ્દનો ઉપયોગ કરે છે.

૨ ઇંદ્રીઓની મદદ વગર માણસને જ્ઞાન કેમ થાય તેની શાબેતો તા૦ ૮ મી જાનેવારી ૧૮૮૭ ના "સાયન્ટીફીક અમેરીનન" ઉપરથી મલે છે:—જાફનામા ત્યાના સંગ્રહસ્થાનમાં જાનવરો રાખનારને એક મોટા સાંપે કરડયો હતો. ઝેર ચઢી ગયું, અને ચાંપતા ઉપાયો છતાં તેની બોલવાની, લાગવાની, જોવાની, સ્વાસ લેવાની, સરવે શક્તિઓ બંધ પડી. નવ કલાક સુધી યંતરોની મદદથી સ્વાસ ચાલુ રાખ્યા પછી આખરે દરદીએ પોતાની મેલે જરા સ્વાસ લેવાની નીશાન દેખાડી. બુધવારે કરડેલો, શુકરવારે તે એટલો હુશીયારીમાં આવ્યો કે પોતા ઉપર વીતેલી વહાડ કાપની કહાની કહી સરવેને અજાયબ કીધાં. તેણે કહયુ કે બુધવારે રાતરે તેની ઉપર વહાડ કાપનાં જે સખત ચુથનાં પડયાં તેનું તેને પુરતું ભાન હતું, તોપણ તેને જે વેદના થતી હતી તે, તેના માંસનો કે શરીરનો કોઈ પણ ભાગ હીલવીને જણાવવાની તેનામાં તાકાત નહીં હતી. ઝેરથી તેના શરીરના સરવે તંતુઓ મુરદાલ થઈ ગયાં હતાં, એટલાં સુધી કે તેના ડોળા તપાશતાં તેમાંથી પણ કાંઈ લાગણી કે ભાન હોય એમ માલમ પડતું હતું નહીં.

નાં શાસ્ત્રો ઘણે દરજ્જે ખરાં ગણ્યાં છે, કેમકે પોતાની સ્વતંત્ર શોધખોલ સાથે તે મલતાં આવે છે. પણ જ્યારે પેગંમબરો, કે જેઓ "ઈશરાકીન હોકમાઓ" ના વર્ગના હતા, તેઓના પુસ્તકોમાં કહેલી વાતો જાતી અનુભવથી તપાસવામાં આવે છે ત્યાંરે એક મોટો ફરક પડી જાય છે. ગેબી આલમને લગતા વિચારો જે તેઓએ ઝાહેર કીધેલા છે તેનો કંઈજ પત્તો લાગતો નથી. ઇંદ્રી બળ અને તર્ક શક્તિ જેવાં સાંધનો, જે યંત્ર શાસ્ત્ર અને રસાયણ શાસ્ત્ર જેવી વિદ્યાઓને લગતી શોધ ખોલમાં વાપડીને તેઓ ફતેહ પાંમ્યા છે, તેજ તેઓ ખોદાની હસ્તી પુરવાર કરવામાં, અને મરણ પછીની આપણા આત્માની હૈયાતી તપાસવામાં વાપડે છે; અને તેનું પરિણામ એ આવ્યું છે કે તરેહવાર કલ્પણાઓ કરીને પરવાર્યા પછી આજે સંખ્યાબંધ વિદ્વાંનો એવું મત ધરાવે છે કે ખોદા છેજ નહીં, અને શરીર નાશ પાંમ્યા પછી આત્મા કંઇ બાકી રેહેતો નથી. તેઓ એમ કહે છે કે પદાર્થના ખુદ રચકણોમાંજ એવી જાતી શક્તિ છે કે ચોકસ સંજોગો ઉપરથી ચોકસ જાતનું પ્રાણી પેદા થાય છે, અને તે શક્તિઓ તેનો આત્મા બને છે. એવા તથા એને મલતા ટોળા આગળ ઇરાનમાં પણ થઇ ગયા છે. તે માટે સાસાને પંજોમ "દસાતીર" માં એક ઠેકાણે શહરે કરતાં કહે છે કે જેમ એક આંધલાં માણસ આગલ રંગનું બેયાન કરવાથી તે કાંઇ સમજી શકતો નથી, તેમ સાધારણ માણસ જ્યાં સુધી કાંઇ ચીજ જોતો નથી ત્યાં સુધી તે ચીજનું તેને જ્ઞાન થતું નથી. તેજ પ્રમાણે જે કાંઇ ગેબી હોય, તેની હસ્તી છે, એવું પુરવાર કેમ થઇ શકે? એક પેગંમબર કે મહાત્મા તે જોય છે અને જાણે છે, પણ ગેબી હોવાથી લોકોને તે દેખડાવી કે સમજાવી શકે નહીં, તે વેલા માત્ર એકજ ઉપાય રહે છે. તે એકે તે દાનાવ જે માર્ગ બતલાવે તે ઉપર અમલ કર્યાથી લોકો તે જોઇ પોતાનો શક છોડી દે. જેમ હમણાના "મેટીરીયલીસ્ટો" આ જગતને તેજ સત્ત છે એવું માને છે, તેમજ પરવેજની પાદશાહીમાં પણ એક ટોલાએ ગેબી નુરોની હસ્તી વીશે ના પાડી હતી. પણ, આ દાનાવ કહે છે કે, "મેં તેઓને ખોદાની રાહમાં કષ્ટી કરવા ફરમાવ્યું અને સર્વે લોકોએ તનમાંથી નીકલીને ખોદાને તથા ખોદાની નજદીક વાલાઓને જોયા, અને પોતાના તનમાં પાછા આવ્યા." નાસ્તીકોની તક-

રારોને પ્રોફેસર એલીયટ કાઉસે પોતાના એક ચોપાનીઆંમાં ૧ વીદ્વતાથી તોડી છે. આ વીદ્વાનની તકરાર ન્હાના વીસ્તારનાં આ લખાણમાં જેમ લાવી શકાતી નથી, તેમ તેમાંનો થોડો સાર પણ એક જડ થયલા નાસ્તીક વિચારને તોડવાને પુરતો નથી. માટે તે આખું પુસ્તક વાંચવાની અમો ભલામણ કરીએ છીએ.

જેઓ એવું માને છે કે આત્મા જેવું કશું છેજ નહીં તેઓને આત્માની હસ્તીની સાબેતી સમજવા ઘણા દાખલા મલી આવશે. પણ અહીં એકજ દાખલો બસ થશે. આપણી આગલ ૨ એક યુરોપીયનનું શરીર જીવ વગરનું દેખાડવામાં આવે છે. તેના ડોલા બંધ છે, સર્વે તંતુઓ

૧ Professor Elliott Coues, an eminent American Scientist, in his " Biogen, a Speculation for the Origin and Nature of Life, " shows that the chemico-physical theory, according to which life is " the result of the aggregation of matter, " contains a falacy, because it can give no logical proof " that the result of the process by which matter is fitted to receive life is the cause of the vitality it manifests. " Moreover, there is nothing to show that vitality and protoplasm are more than concomitant. This theory is, therefore, merely a re-statement of the doctrine of "spontaneous generation. " He points out that there is no chemical test by which the difference between a live cell and a dead one can be determined. The difference lies in a something which eludes our subtlest analysis, and this, he says, is the vital force which he has given the name of Biogen. Again. as far as scientific records go, life has never been produced in the laboratory, though compounds have been made containing exactly the same constituents as those of living organisms. On the other hand, life is not inseparable from organized matter, as a corpse remains after a man is dead, Therefore he adopts the hypothesis that " life is an entity, a reality, apart from any known forms of matter. " Defining spirit as " unconscious force, " and as such illimitable in time and space, and, in its totality, " *identical* with that Universal Mind or Supreme Intelligence which we mean when we speak or think of God, " his view of soul is that it is " the quantity of spirit which any living being may or does possess at any time, " while " a living body results from the action of spirit on matter, and that life subsists on the union of the two," and "mind resides at the melting point, so to speak, of matter in spirit." He concludes his paper with a question, "What is the principal difference between a living human being and his dead body, if it be not the presence or absence of the soul ? and if it be nothing like this, what, then, is it more like ?"

૨ *Scientific American*, January 8, 1887.

મરણ પાંમેલાં તેથી લાગણી પણ મરી ગયલી, બેભાન હોવાથી મન પણ કામ કરતું નથી, અને સ્વાસ પણ બંધ પડેલો છે. માત્ર યંત્રોની મદદથી સ્વાસ ચાલુ રાખવામાં આવે છે, અને તે દરમીયાનમાં તેની ઉપર વહાડ-કાપના ચુથના પડે છે. બે દીવસ પછી તે સુદ્ધીમાં આવે છે અને પોતાપર ગુજરેલી તમામ હકીકત કહી, સાંભલનારા ડાકટરોને અજાયબીમાં ગરકાવ કરે છે. હવે અહીં જોવાનું છે કે જ્યારે બધી ઇંદ્રીઓ મરી ગયલી હતી ત્યારે દુખ જણાયું કેવી રીતે, અને જાણ્યું કોણે? ત્યાં જાણનાર કોઇ પણ છે. એ **જાણનાર** તેજ તત્વ, કે જે શરીરથી જુદુ છે અને જેને માટે દુનીયાંના સર્વે ધરમો અને સર્વે ફીલસુફો બાકી કહી ગયા છે કે શરીરનો નાશ થયા પછી પણ રહે છે.

## ખરા યોગીઓ.

હવે "એલમે અશરાકી" અથવા યોગવિદ્યા જેવી વિદ્યા ખરેખર છે કે નહીં તે વિશે ઘણાક પારસીઓ શક બતાવે છે. ઇરાંનની તવારીખમાં મોટો ફેરફાર કરનારા, બલકે ઇરાંનનાં શેહેનશાહાતને તેની હેરત ભરેલી જાહોજલાલી ઉપર ચહડાવનારા, એજ વિદ્યા શીખેલા અશો નરો હતા, તે એવા સાહેબોએ વીસરી જવું જોઇતું નથી. સીમુરગ ૧ નામનો દાનાવ અને હોમ જેવા પાહાડોની ગુફામાં રેહેનારા સંખ્યાબંધ "સાલેકો" ઈરાનની લડાઇઓમાં સીધો યા આડકતરો ભાગ લેતા હતા તે શું આપણે વિસરી જવું જોઇએ? અથવા શું તેઓના ચમતકારીક કાંમોને ઇતિહાસ કર્તાઓનાં ફળવંત ભેજાંમાંથી નીકલેલાં સમજવાં જોઈએ? એવું કાંઇ નથી. તેઓએ તો અસલ પેહેલવી કેતાબો પરથી ઉતારો કીધો છે. તેઓએ અલંકારો વાપર્યા હશે, તોપણ જે ચીજ આપણાથી આજે બની શકતી નથી તે ચીજ બીજાઓથી આગલ નહીંજ થઈ હશે, એમ વિચારવાને આપણી પાસે શું મુસ્તકીમ કારણો છે? ખરી વાત તો આ છે કે આજે યુરોપિયનો એવી વાત માનતા નથી, તેનું જોઇને આપણે પણ વિચાર કર્યા વગર એમજ કહીએ છીએ. પણ યુરોપમાં એ એલમ કદીબી

---

૧ સીમુરગ એક પક્ષી નહીં પણ અહીં એક પેગંબર સમજવો, જે વિષે બેંતાબ નામની કીતાબમાંથી વધારે હેવાલ મલશે.

**સ્વીકારેલી વિદ્યા** તરીકે ફેલાયોજ નથી, તેની **સહુથી** મોટી સાબેતી તો આ છે કે દુનિયાંના અદના આલા સર્વે પેગમબરો **એશીઆમાંજ** જન્મેલા અને કેલવાયલા હતા.

વલી ઈરાંનની તવારીખને છોડી દઈને, ચાલુ ગુજરાતી બોલો ઉપર ધ્યાન આપો, અને તમુને એ વિદ્યાના ખાસ બોલો પોતાના અસલ અર્થમાંજ સાધારણ રીતે વપરાતા માલમ પડશે. યોગ વિદ્યાને ફારશીમાં **સલુકનો** મારગ કેહે છે, અને યોગી પોતે ઘણોજ નિર્દોશ તથા સઉનું દુખ સાંખી જાય એવો હોય છે તેથી, કોઈ ડાહ્યા ને શ્યાંના છોકરાં વિશે બોલતાં આપણે એમ કહીએ છીએ કે "તે **સલુકનો** છોકરો છે." ચોકસ કામ કરતાં ધારેલી મતલબ પાર પડવાની નથી એવું જણાવવાને માટે હમે અભણ માણસોનેબી એમ બોલતાં સાંભળ્યાં છે કે "ભાઈ, એમાં શું **સિદ્ધિ યોગ** થવાનો છે?" સાધારણ માણસોથી નહીં થાય એવાં કામો કરવાની જે શકતીઓ યોગીને મલે છે, તેને માટે ખાસ રીતે વપરાતો આ સીદ્ધિ બોલ છે. ધ્યાંનથી સાંભલતાં બીજા એવા ઘણા એ વિદ્યાના ખાસ બોલો વેહેવારમાં આવેલા આપણને જણાશે, અને તેઓના અસલ અર્થ સમજાવવા **થકી** આપણને એજ વિદ્યાની મદદ લેવી પડશે.

એ બધી તકરારો છતાં કોઈ એવું કેહેનારાઓબી મલશે કે, આ જમાનામાં એવાં માણસો છેજ નહીં. શું તેઓએ એ બાબદમાં કાંઈ પણ શોધ કીધી છે, અને કીધી હોય તો તે શોધ પુરતી ગણાય કે કેમ? "થીઓસોફીકલ સોસાયટી" આજ કાલની છે, પણ તેની મદદ લીધા વગર, ખોદાની મારફતને પોંહોંચેલા—હિંદુઓની ઢપથી બોલીએ તો "સિદ્ધ થયલા"—એવા અશો નરો દરેક જમાનામાં દુનિયાનાં જુદા જુદા ભાગોમાં વસતા આવ્યા છે કે નહીં? અને દરેક કોમમાં તેઓના ખાસ જુદાં નામોથી તેઓ ઓલખાય છે કે નહીં? તેઓ પોતાની હસતીની કે પોતાના જ્ઞાનની શું જાહેર ખબર છપાવે છે? શું તેઓ દુનિયાદારીમાં ગરકાવ થયલા લોકોની ખુસામત કરનાર છે? જેઓ ખંતીપણે કાંઈ શીખવાની આરજુથી તેમની શોધમાં નીકલે છે તેઓને તેઓ મલે છે કે નહીં?

મી. એ. ઓ. હયુમ કહે છે કે "જોકે લોકો ઉપર **તેમનો** કાબુ નથી તે છતાં હજારો બીજા રસ્તા જેની ઉપર **તેમનો** કાબુ છે તેની મારફતે તેઓ દીન ઉગત નીચામાં નીચાં થડની નાડ તપાસતા રહે છે. **તેઓએ** પેહેલાં મારી આગલ અને બીજાઓ આગલ આ હિંદુસ્તાનમાં રાજવહવારી અસંતોશ ફેલાવાની વાત ખોલી અને તે શાંતી ફેલાવાના કાંમ પાછલ અમારી બાકીની જીંદગી રોકવાનો આગ્રહ કર્યો....... અલબત, એટલાંમાંજ પતયુ નથી—બીજાં પણ કેટલાંક કારણો અને બાબતો છે કે જે હું કહી શકતો નથી—પણ હું ધારૂં છું કે તે **પક્ષ** જેની તરફથી હું વારેવાર બોલનાર તરીકે બાહાર પડયો છું, અને જેનો હું માત્ર એક ગરીબમાં ગરીબ મેમ્બર છું, તેનો વ્યહવાર બતાવાને મેં પુરતું કહ્યું છે."[1] મી૦ હયુમે ઉપર જે ઇસારા કીધા છે તે એજ દાનાવ મરદોના છે. તે વિષે ખાત્રી કરવી હોય તો તેણે પોતે લખેલી "ઍસોટેરીક થીઓસોફી" (ના૦ ૧ લો) વાંચવાની અમો ભલામણ કરીએ છીએ. પણ મી૦ હયુમ કોણ છે અને તે શું કરે છે? મી૦ હયુમ હિંદુસ્તાનની બ્રીટીશ સરકારનો એક આગેવાન અધીકારી છે, અને પોતાના અધીકારની રૂહે નહીં પણ ઉપલી સલાહની રૂહે તે હિંદુસ્તાનના દેશી આગેવાનો અને વર્તમાન પત્રોના અધીપતીઓ સાથે અવારનવાર મલતો રહે છે, અને તેમને સલાહ આપે છે, કે જેથી લોકો સરકાર પાસ હકો માંગે, તરેહવાર ચરચાઓ ચલાવે, અને સરકારને થોડાબી હકો આપવાની ફરજ પડે તો રાજ્યમાં અસંતોશ ફેલાતો અટકે. આ રીતે દેશીઓનો તે એક લાર્ડ રીપન જેવો મીત્ર થઈ પડયો છે. પણ જેવો આડકતરી રીતે આપણા સુખને માટે મુળ કાળજી રાખે છે, તેમનીજ હસતી આપણા પારસીઓ ના પાડે છે.

## ખરો ધર્મ અને જાહેર તરીકાઓ.

જે પારસીઓ એવી વાતો માની શકતા હોય તેઓને હમે કહીએ છીએ કે એ પવિત્ર વિદ્યા આપણ પારસીઓએ ખોહી દીધી છે, પણ કંઇ હિંદુઓએ ખોહી દીધી નથી. આપણે બધાજ ખોહાઈ—જ્ઞાન—ભ્રષ્ટ થયા છીએ તોપણ હિંદુઓમાંથી હજીર કોઇ કોઇ પોતાના પુર્વજોને પગલે ચાલે છે.

---

[1] *Times of India*, November 1886.

આજના ઘણાક અજ્ઞાની પારસીઓ અને "એલમે ઇલાહી" નો ભેદ નહીં જાણનારા બીજા અગણીત લોકો પોતપોતાના ધરમને વાસ્તે એવું માને છે કે તેજ ખોદાનો આપેલો ધરમ છે, અને દુનિયાંની બીજી બધી દીન તે તે ઉપરથી થયલી અધુરી ને અપવિત્ર નકલો છે. બધા ધરમોમાં ચોકસ મુખ્ય બાબદો મળતી આવે છે તે ઉપરથી તેઓ એમ સમજે છે કે, એ વાતો હમારા પેગંબરની કેતાબોમાંથી, બીજા પેગંબરીનો ખોટો દાવો કરનારાઓએ ઉતારી લીધેલી છે; અને જેજે વાતો પોતાના એતેકાદથી ઉલટી જાય છે, અથવા વેહેમોને અક્કલથી ઉલટી મલમ પડે છે, તે એવાઓએ પોતાની તરફથી ઉમેરેલી ગણે છે. પણ બધા ધરમોમાં મીનોઇ આલમને વિષે કેટલીક વાતો મલતી આવેછે તે માટે આપણને એમ નહીં સમજવું જોઇએ કે એક સાચા પેગંબરની કેતાબમાંથી બીજાઓએ ઉતારી લીધી હશે. બધા પેગંબરોને એક સરખી કેલવણી મલી હોય તો તેથીબી એવું પરીણામ આવી શકે. અને જ્યારે આપણે જોઈએ છીએ કે મોજેજા બતાવ્યા વગર કોઇબી પેગંબરની પેગંબરી લોકોએ કબુલ રાખી નથી, તથા મોજેજાની શક્તિ અને મીનોઈ આલમ સાથનો વેહેવાર યોગ વિદ્યા શીખ્યા વગર હાંસલ થઈ શકતાં નથી, ત્યારે સેહેલાઇથી અનુમાન થઈ શકેછે કે બધા પેગંબરો થોડી યા ઘણી યોગ વિદ્યા શીખેલા હોવાજ જોઇએ. હવે જ્યારે દુનિયાના અદના આલા બધા પેગંબરો યોગી હતા, ત્યારે આ વાત સિદ્ધ થાય છે કે યોગજ ખરો ખોદાઇ ધરમ છે.

આ અનુમાન ઉપરથી એક સવાલ તરતજ ઉભો થાય છે કે શું ત્યારે દુનિયામાં ચાલતા બધા ધરમો ખોટા છે? શું તેઓમાંનો એકબી ખરો નથી! એનો જવાબ એછે કે એ બધા ધરમો અપૂર્ણ છે અને માત્ર સાધારણ જ્ઞાનવાલાં આમ લોકોને માટે બનાવવામાં આવેલાછે. દાનાવ લોકોમાં એ ધરમો માત્ર **જાહેર તરીકાને** નામે ઓલખાય છે.

## વિદ્યા શીખવવાની બે જુદી રીતો.

હવે એ જાહેર તરીકાઓ શું છે તે આ ઠેકાણે સમજાવવું જરૂરનું છે. આમ લોકોને દુનિયાદારીની એટલી બધી આપદાઓ લાગેલી હોય છે

કે તેઓથી કોઇબી વિદ્યા પુરી શીખાતી નથી. આજનાં વખતમાં બી "આરોગ્ય વિદ્યા" (*Hygiene*) જેવા કેટલાક અગતનાં એલમો લોકોને શીખવવાની ઘણી જરૂર જણાય છે કે તેથી મંદવાદ અને મરકી વીગરેની આફતો ઓછી થાય, પણ અભ્યાસી તરીકે તો કરોડો આદમીથી શીખા શકાતું નથી ત્યારે એ વિદ્યાઓમાંના કેટલાએક ઘણાજ અગતનાં અને ફાયદો કરે એવા ભાગો જાહેર ભાષણોથી અથવા ચોપાનિયાંઓની મારફતે વિદ્વાંન પુરૂષો લોકોની જાણમાં લાવે છે, અને એક રીતસર શીખતા અભ્યાશીને જેમ શીખવવામાં આવે તેથી જુદીજ ઢપ વાપડવી પડે છે.

એ પ્રમાણે આપણે જોઈએ છીએ કે **એકજ વિદ્યા એક અભ્યાસીને તથા આમ લોકોને શીખવવાને આજેબી બે જુદી જુદી રીત વાપડવી પડે છે.** હવે "એલમે અશરાફી" અથવા યોગ એબી એક વિદ્યા છે, અને તેને પણ આગલા જમાનાઓમાં **બે રીતે** શીખવવામાં આવતી હતી. પેહેલી રીતથી સંપુર્ણ યોગી થવાતું, અને બીજીથી આમ લોકોને દીનઆઈનનું સાધારણ જ્ઞાન મળતું. જે કોઇ અભ્યાસી હોય તેને પોતાની ચાલ ચલણ ઘણીજ બારીકીથી સુધારવી પડતી, તથા ઉસ્તાદનાં આશ્રય હેઠલ વનવાસ ૧ કરવો પડતો અને તે ઠેકાંણે આત્માને બદનમાંથી બાહાર કાહાડીને ખોદાને જોવાની, તથા તેના ભેદ ભરમોને૨ પામવાની તે કોશેસ કરતો. પણ આમ લોકોથી એક સાલેકની માફક

---

૧ ગોશેનશીન થવાની વાત આપણામાં જાણીતી છે. કેખશરૂની પાછલ ઘણાં ઈરાંનીઓએ વનવાસ કીધેલો કેહેવાય છે. દશતુર પેશુતનબી પાદશાહ બહમનનાં વખતમાં દુન્યા ત્યાગ કરી ગયા હતા.

૨ "The Magi of Zoroaster received instruction and were instructed in the caves and secret lodges of Bactria."—*The Theosophist*, October 1879.

"They (the Magi, are said to have known the most wonderful powers of Nature, and thence to have acquired the fame of Magicians and enchanters."—(Sir W. Jones, preface to *Dasatir*)

"They [the Magi] renounce rich attire and the wearing of gold. Their raiment is white upon occasion; their beds the ground; and their food nothing but herbs, cheese and bread. Their chief employment is religious worship, they being conceived to be the only persons whose prayers God and Angels would hear." —*Zoroastrian Oracles*, by Thomas Taylor.

બ્રહ્મચારી થવાય નહી, તથા ચાલચલણમાં અને ખાનપાનમાં તેનાં જેટલી સખ્તાઇ વપરાય નહી, તેથી નીતિશાસ્ત્રનો તેઓથી પાળી શકાય તેટલોજ ભાગ તેઓને ફરમાવવામાં આવતો અને મનથી બંદગી[૧] નહી થાય માટે મોહોડેથી બંદગી કરવાનું દેખાડવામાં આવતું હતું. રૂઆંનો અને ફરેસ્તાઓ, બેહેસ્ત અને દોજખ વિગેરેનું એવી રીતે વર્ણન કરવામાં આવતું કે આમ લોકોને એક રીતની સમજ પડે, અને અભ્યાશીને બીજોજ અર્થ નજર આવે. આજ કારણને લીધે બધા મુલકના સાલેકો ભેદમાં લખાણ કરી ગયાં છે, અને આપણા પેગંબરતો "પેગંબરે રમ્ઝગો" ને નામે મશહુરજ છે.

આ ઉપરથી માલમ પડશે કે જેમ આજના વખતના વિદ્વાન લોકો જુદા જુદા એલમોને લગતું ઘણું નહીં તો થોડું બી જ્ઞાન આમ લોકોમાં ફેલાવવાનું ગનીમત સમજે છે, તેમજ આગલા વખતના "ઇશરાકીન હોકમા" ઓબી સમજતા હતા. હમણાના ચાલુ ધરમો ઉભાં કરવામાં તેઓએ એટલીજ નેમ રાખેલી લાગે છે કે, સંપૂર્ણ અજ્ઞાની રેહેવાને લીધે જન્મે તેટલાં બધાંજ આદમીના આત્માની મરણ પછી અવદશા થાય, તેનાં કરતાં બેહેતર છે કે તેઓથી લેવાઈ શકાય તેટલું જ્ઞાન આપવું, કે બધાંજ નહીં તોપણ થોડાએક તો **બેહેસ્તમાં જાય. તેટલા માટે યોગનું જેટલું જ્ઞાન સાધારણ લોકોની સમજમાં ઉતરે અને તેને લગતા જેટલા કાયદા તેઓથી પલાય તેટલાજ વખતે વખત જુદા જુદા દેશોમાં સાલેકો તરફથી બાહાર પાડવામા આવેલા છે. એને ઝાહેર તરીકાનાં નામથી ઓલખવામાં આવે છે.** આચાર વિચારમાં તફાવત, ઇશ્વર-ભક્તીની જુદી જુદી ઢપ, નીતિશાસ્ત્રના સખત યા નરમ કાનુનો, જુદી જુદી દંતકથાઓ, એ બધું પેગંબરોની જાતી શકતી, લોકોની વધતી યા ઓછી અજ્ઞાન હાલત અને દેશના જુના રીવાજોની

---

[૧] "કહત કબીરા સુન ભઈ સાધુ ! મનકી માલ જપતા હૈ,
"ભાવ ભકતીસે ધ્યાંન ધરત હૈ, ઉન્કુ સાહેબ મીલ્તા હૈ !!"

મોહડેના કરતાં મનથી બંદગી કરવાનું આટલું બધું અસરકારક છે તે યોગની ફીલસુફીમાં ઘણી મન પસંદ અને ખાતરજમા ભરેલી રીતે સમજાવેલું છે. મુળ નેમથી બાહાર હોવાને લીધે તે વીશે અતરે લખવું દરસ્ત નથી.

અસરથી થાય છે; અને તેને લીધે એક તરીકો બીજાથી તદન જુદો માલમ પડે છે, તો જો કે તેઓ બધા એકજ પાયા (યોગ) ઉપર રચાયલા છે. એવું છે તેથી, પારકા ધરમને પોતાના સાથે સરખાવી ખોટો પાડવાની કશી અગત નથી.

## યોગથી મલતું જ્ઞાન.

હવે જ્યારે યોગ વિદ્યાજ ખરો ખોદાનો આપેલો ધરમ છે, ત્યારે તે શું ચીજ છે, તથા તેથી આપણને આ અને તે જાંહાંનમાં શું શું ફાયદા હાંસલ થઇ શકે છે, તે જાણવું જરૂરતું છે. પણ જયાં મોટા મોટા વિદ્વાનો શીખાઉ બચ્ચાં જેવા ગણાય છે ત્યાં હમારી કંઈજ બીસાદ નથી, તે સેહેજમાં માલમ પડશે. માટે હમે જે કંઇક સાર "ખેસ્તાબ"[૧] નામની નાંમીચી કેતાબમાંથી, અને તે વિગરે બીજે ઠેકાંણે આવેલા છુટા છવાયા ઇસારાઓ ઉપરથી અત્રે આપીએ છીએ, તેમાં થતી ભુલચુકોને માટે હમારી તરફ નુકતેચીનોથી રેહેમ નજર જોવામાં આવશે એવી આશા રાખીએ છીએ.

કુલ્લે પેદાએશ પરવરદેગારમાંથી નીકલે છે; પણ સર્વે પેદાએશો **તેમાંથી** પાધરી નીકલતી નથી. [૨] "અકલે અવલ" નામનું નુર, [૩] જેને આપણ લોકો બહમન અમશાસ્પંદ કહીએ છીએ, તેજ માત્ર તેમાંથી પાધરૂં નીકલ્યું છે. એ નુરમાંથી બીજાં કેટલાંક નુરો, અને એ નવાં પેદા થયલાં

૧. એ અને બીજી બે ફારશી કેતાબોનો ગુજરાતી તરજુમો એકજ પુસ્તકમાં સ્વરગવાસી શેઠ ડોશાભાઈ શોરાબજી મુનશીએ છપાવેલો છે. તેમાં જણાવેલી કેટલીક બીનાઓ કદીમ જમાનાની છે તેથી એવું માલમ પડે છે કે તે અસલ અવસ્તા ભાષામાંબી હશે. પછવાડેથી એ બાબદોને નીબંધોના આકારમાં જુની ફારસીમાં લખવામાં આવી હતી, અને તેનો ચાલુ જમાનાની ફારશીમાં ઉતારો કરનાર હજરત આજર કેવાંનના શાગરેદો હતા. એઓમાંનો એક "મોબેદ શરોશ બીન કેવાંન બીન કામગાર" અશો જરથોસ્તની ઓલાદનો હતો. અને બીજો ".મોબેદ-હોશ." જામાસ્પ હકીમનો વંશજ હતો. એઓ બધા યોગી હતા. છેલો તો કાશમીર શેહેરમાં તપ કરતો હડીસો વરસની વાત ઉપર માલમ પડયો હતો. આ પુસ્તકમાં એવા નામવરોના હાથ હોવાથી, એ સત્તા ભરેલું ગણાય છે. "થીઓસોફીસ્ટ" ચોપાન્યાંના બધા અંકોનો અભ્યાસ કીધા વગર એમાં જણાવેલી વાતો ધ્યાંનમાં ઉતરે તેવું નથી.

૨. એ વિશેનાં કારણો ખેસ્તાબ તથા દસાતીરમાં આવેલાં છે.

૩. મીનોઈ આલમની દરેક હસ્તી નુર યા રોશની છે. જે નુરો જ્ઞાની અને બળવાંન છે તે "અક્કલ" યા ફરેસ્તા ગણાય છે. પણ જે નુરો અજ્ઞાની અને નિરબળ છે, તથા આ જેહાંનની કાયાઓમાં ખેંચાઈ આવે છે, તેને "આત્મા" એવું નામ આપવામાં આવેલું છે.

નુરોમાંથી બીજાં અગણીત નુરો નીકલ્યાં. અને એમ કરતાં કરતાં કુલ્લે મીનોઈ આલમ પેદા થઇ. એમાંનું સઉથી છેલું નુર જે નીકલ્યું તે "કારખેરદ" નામનું હતું. તેમાંથી બીજાં અગણીત નુરો તથા આ દુનિયાને લગતાં ચારે ઓનાસરો નીકલ્યાં. એ ઓનાસરોથી કાલબુદ અથવા શરીરો થયા. એ કાલબુદો, પોતાનો વહીવટ ચલાવવાને માટે, ઉપરની આલમના નુરોને પોતાની તરફ ખેંચી લેવાની શકતી ધરાવે છે. હવે "કારખેરદ"ની અગાઉનાં નુરો જેટલાં પેદા થયલાં છે, તે જ્ઞાનમાં અને તેટલા માટે બળમાં ૧ સંપૂર્ણ છે, તેથી કાયાઓ તેને ખેંચી શકતી નથી; પણ "કારખેરદના" પેદા કીધેલાં નુરો, જે જન્મથીજ અજ્ઞાની અને નિર્બળ છે, તે ખેંચાઇ આવે છે. એ નુર અથવા આત્માઓનું સુખ જેમ બને તેમ ખોદાતાલાની વધારે નજદીક જવામાં છે. ત્યાં જવું તે તેનાં બળ ઉપર આધાર રાખે છે, અને એ બળ ખોદાને તથા તેના ભેદોને પામ્યાથીજ તેને મલે છે. હવે કાયામાં કેદ થયા પછી, કામ, ક્રોધ, લોભ વિગેરે ખરાબ જુસ્સાઓ કાયાનાં ગદલાપણાંને લીધે આત્મામાં પેદા થાય છે. તેઓ તથા ઇંદ્રીઓ પોતાને ગમતી ચીજો ભોગવવાનું ઘણું જોર કરે છે; એટલે, આંખને સારા સારા દેખાવો જોવા ગમે છે, કાનને તરેહવાર સાચાં જુઠાં સાંભલવા ગમે છે, જીભને લેહેજતદાર ખાણાંઓ ઉપર શોક રેહે છે, કામથી ખુબસુરત સ્ત્રીઓની સંગત રાખવાની ઇચ્છા થાય છે, ક્રોધથી આપણે આપણી આસપાસનાઓને પીડાકારી થઇ પડીએ છીએ, ઇત્યાદી. **એનું પરિણામ એ આવે છે કે સહવારે બીછાંનાં ઉપરથી ઉઠીએ તે રાતે પાછા આરામ કરીએ ત્યાં સુધી, ઇંદ્રીઓ અને જુસ્સાઓ એક પછી એક આપણા આત્માને પોતાની અસલ જગા ઉપર જવાની તદબીર કરવાને માટે ફુરસદ આપતાજ નથી. તેથી આત્મા દીનપર દીન વધારે અજ્ઞાની ને નીર્બળ થતો જાય છે.** એમ કરતાં કરતાં જ્યારે દેહ નાશ પામે છે ત્યારે તે છુટો થાય છે. તેની કરણી મુજબ તે ઉપરની આલમમાં ઊંચે ચઢી શકે છે; પણ બે કે ત્રણ કે પાંચ

૧ "Knowledge is power" એ વાત સઉથી સરસ રીતે યોગ વિદ્યા સમજાવે છે.

કે દશ હજાર વરસ સુધી પોતાની મનશની પ્રમાણે સુખ ભોગવ્યા પછી પાછો અહીં કોઈ નવી પેદા થતી કાયામાં ખેંચાઈ આવે છે; અને જ્યાં સુધી તે ખોદાને પીછાંની શકતો નથી ત્યાં સુધી વારેવાર એમ બન્યાજ કરે છે.

## અવતાર એટલે શું ?

એશીયાટીક ધર્મપુસ્તકો જેવી સંતોશકારક આપણને આત્માની સહમજ આપે છે, તેવી યુરોપયન વિદ્વાંનો આપી શકતા નથી. જ્યારે તેઓ ખુદ આત્માની હસ્તી વીશે ઢચુ પચુ છે, ત્યારે મરણ પછી આત્માની શી ગતી થશે તે તેઓ કેમ જાણી શકે ? અને જ્યારે તેઓ તે વીશે કાંઇ જાણી નહીં શકે તો બીજાને સમજાવી કેમ શકે ? જડપદાર્થજ્ઞાન માટે તેઓ પોતાની જાતી શોધથી જે જે અનુમાનો ઉભાં કરે છે, તે એશીયા ખંડના ધર્મપુસ્તકોમાં જણાવેલાં સીધાંતોને મલતાં આવે છે; પણ તેમની તે શોધ જડપદાર્થોમાંજ સમાઇ જાય છે. આત્મ વિદ્યાનો અભ્યાસ કરનાર એક જાણીતી ઇંગ્રેજ બાનું કહે છે કે " ખોદાસનાસીના એક અભ્યાસીને એક સીદ્ધાંત સાબેત કરવાનું છે તે **આત્મ-પ્રસારણ** *(Spirst-evolution)* છે. આ મત ઉપર વિશ્વાસ રાખવા લગભગ સર્વે ફીલસુફી-ઓ ભલામણ કરે છે. આપણી આસપાસ દરરોજ માણસ તેમજ પ્રાણીની જીંદગીમાં જે જુદાઈઓ જોવામાં આવે છે, તે એક વિચારવંત માણસની ખાત્રી કરવાને બસ છે. જો એમ નહીં હોયતો, એક દરિદ્ર અને કંગાલ માણસ જેને સુધારવો નહીં બની શકે એવું હોય, અને બીજો માણસ જેને માટે આપણ એવું ધારીએ કે તેને ઘટતું નથી તે છતાં તે દોલત, દોસ્તો, એશઆરામ અને મોજમજાહમાં પોતાની જીંદગીને સુખવાસી બનાવતો હોય—તે વિશે શું ધારવું ? જો આપણ આ અનુમાન કબુલ નહીં રાખીએ કે સર્વ કોઇએ માત્ર સંસારમાંજ નહીં, પણ નીતિ અને અશોઇમાં પણ ઉંચે દરજજે આગલ વધવું છે, તો આંધળાં, પાંગળાં, શરીરે રોગીષ્ટ, અને નીતિભ્રષ્ટ માણસોની હાલત સાથ ખુબસુરત, આ-શુદાં, નીતિવાંન માણસોનો કેવી રીતે મુકાબલો કરી શકીએ ? યુરોપના વદ્વાનોએ ' ઇવૉલ્યુશન ' ( એટલે ચોકસ વખતે ચોકસ ફેરફારથી એક

ચીજનું બીજીમાં બદલાઈ જવું ) એ અનુમાનને ચોકસ હદ સુધી લાવ્યા પછી, 'બસ, અહીં હવે છેડો આવ્યો, અહીં સર્વ ગતીઓ અટકી જાય છે,' એમ કહી છોડી શા માટે દેવું જોઈએ ?" આ અનુમાનને લગતી શોધો જડપદાર્થની હદમાં અટકી ન જતાં જ્યારે આગળ ચાલશે, અને યુરોપ ખંડના વિદ્વાનો જ્યારે મીનોને લગતી શોધ કરવા મંડશે, ત્યારે પારસીઓ ખુદ અવસતામાંથી અવતારને બંધબેસતાં ટેકાઓ શોધવા મંડશે, અને કહેશે કે—" અમારા અસલી દાનાવો પણ એમ કહી ગયા છે "! અસલ સર્વ શરૂઆત પૂર્વથી થતી હતી—હમણા સર્વ શરૂઆત પશ્ચિમથી થાય છે, તેથી તેઓ પેહેલાં કોઈ ડારવીનને મોહોડે તે વાત બોલાવાની રાહ જોય છે.

હવે આત્માનું પાછું કોઇ કાયામાં ખેંચાઈ આવવું, એ બનાવને **અવતાર** કહેવો કે શું એ એક સવાલ છે. હીંદુ અને પારસી શાસ્ત્રો તપાસતાં એ વિશે મૂળ મતલબ એક માલમ પડે છે, પણ સહમજમાં ફેર હોય એમ લાગે છે. જો એમ સહમજવામાં આવે કે આ દુનિયાંની મોજ મજાહો ભોગવવાની મજબુત ઈચ્છા ધરાવનાર એક માણસનો આત્મા મરણ પછી થોડાંજ વરશમાં આ દુનિયાંમાં આવી તેના કોઈ કુંટુંબ કે સ્નેહીમાં વાસો કરે, અને તેને જો અવતાર માનવામાં આવતો હોય, તો તે ખચીતજ ભુલ ગણાય; કારણ કે " કરણી મુજબ ફળ " મલવાનો કાનુન તેમજ " ઈનસાફ " નો કાનુન અહીં લાગુ પડે નહીં. **એ રીતે** પારસીઓ જો એમ કહેવા માંગતા હોય કે જરથોશતી ધર્મમાં અવતાર નથી, તો તે વાજબી ગણાય. પણ આપણ જ્યારે સહમજીએ છે કે આત્મા અમર છે, અને વખત જેને છેડો નથી તેમાં તે રહે છે, તેમજ જ્યાં સુધી તે જ્ઞાની થઈ અનંત રોશનીમાં મલી જતો નથી, ત્યાં સુધી, ઇંગ્રેજો જેને 'ઈવૅાલ્યુશન' કહે છે તેના ચક્કરમાં તરેહવાર ફેરફારોમાં આકાર પકડતો રેહેવો જોઈએ,— ત્યારે અવતારનું અનુમાન માન્યા વગર ચાલતું નથી.

પણ આત્માને એવી રીતે એક રૂપમાંથી બીજાંમાં આવતાં મોટો વખત નીકલી જાય છે. જેમ એક ધાતુનાં ઘંટ ઉપર ટકોરો પડવાથી તેનો અવાજ લાંબો વખત સુધી ધું ધું ધું કરતો રહે છે, તેમ માણસના

કર્મની અસર રહે છે; અને તે અસરનો પ્રત્યાઘાત (*reaction*) થવાને પાછો મોટો વખત નીકલી જવો જોઈએ. જેઓ આ બનાવ માટે વાકેફ છે તેઓ આ વખતને હજારો વરશ જણાવે છે, જે દરમીયાંનમાં પ્રજાઓ બદલાઈ જાય છે; આચાર વિચારોમાં ફેર પડી જાય છે; ભાષાઓ બદ-લાઈ જાય છે; એટલુંજ નહીં, પણ આ પૃથ્વીના ગૃહ ઉપર તરેહવાર ફેર-ફારો થઇ જાય છે. આ રીતે લેતાં અવતારના અનુમાનને પારસીઓના શાસ્ત્રમાંથી પણ ટેકો મલી શકશે.

અવસ્તા લખાણનો મોટો ભાગ નાબુદ થયલો ગણાય છે, અને બાકીનો ભેદ ભરેલો છે તે કોઇ ના પાડશે નહી, અને તે ભેદોમાં અવ-તાર માટે કાંઇ પણ નહીંજ હશે એમ કેહેવાતું નથી. પણ પારસીઓમાં કેટલાંક વગર ભેદના ધર્મ સંબંધી લખાણો જાણીતાં છે તેમાંથી તો અવતારના ખુલે ખુલા ઈસારા મલી આવે છે. તે ઉપરથી વલી એવું માનવાને પણ કારણ મળે છે કે અવસ્તામાં કોઇ ભેદ તલે એવો ઇસારો હશેજ. પારસીઓમાં જાણીતાં અસલી લખાણોમાંથી એવા ખુલા ઇસારા નીચે પ્રમાણે મળે છે :—

"જે ખુશીના વખતમાં આજાર તથા રંજ પામે છે તે ગુજરેલા અને **આગલા તનની** ગોફતારી તથા કેરદારીના સબબથી છે; અને તેના બદલામાં તેઓને હમણા રંજમાં ગીરફતાર થવું પડે છે." " . . . . અને અગર તેઓના કરતુક મુજબ તેઓનો ગુનાહ કાંઈ બાકી રહ્યો હોય તો **બીજે અરતબે** પોતાના મદદગારો સાથે આવીને સજા પામે."—**દસાતીર.**

એજ ફકરાની નીચે શહરે કરનાર જરથોશતી દસ્તુર કહે છે કે "જ્યાં સુધી કોઈબી રીતે તે પોતાના ગુનાહની સજા પુરે પુરી પામે નહી ત્યાં સુધી તે પેહેલા વખતમાં અથવા બીજા વખતમાં અથવા દસમાં વખતમાં અથવા સોમાં વખતમાં અવતાર લઇને પોતાના ગુનાહોની ઘટતી સજા પામ્યા વગર રેહેતો નથી."

આ શહરે સુધાં દોહોડ હજાર વરસની જુની છે; તે છતાં આ વખતમાં બાહાર આવેલું "થીઓસોફીસ્ટ" ચોપાંન્યું તેને બોલે બોલ ટેકો આપે છે :—

"Man, who does not perform his duty during the time appointed to him, *must begin again*, but start from a point much farther back, and has to labour for a much longer period; and after that there is still a more terridle and almost infinite period of soffering."—*Theosophist*, May 1884, p. 194.

"અગર કોઇ પોતાની હુશીયારીથી જાણી બુજીને પસુ જાનવરોને મારે અને તે મારનાર આસમાનથી યા ગેબથી યા હાકમથી આ અવતારમાં તકસીરની સજા અને ગુનાહનો બદલો નહીં પામે તો આવતા અવતારમાં તેને તકસીરનો બદલો મલે અને ગુનાહની સજા પોંહોંચે."—**દસાતીર.**

અકબરની દરબારમાં હીંદુ, મુસલમાન, ક્રીસ્ચીયન, બુધ, અને સર્વે ધર્મોના પંડીતોને મહાત કરીને એક અથોરનાને જરથોશતી ધર્મ સર્વોપરી છે એવું સીદ્ધ કરી દેખાડયું હતું, તે વેલા જે જે વાતો જણાવમાં આવી હતી તેમાં અવતાર વિષે પણ એક બાબદ હતી, તે તેના હેવાલ ઉપરથી મલી આવે છે:—

"આ ટોલા (પારસીઓ)નાં માન પાંમેલા લખાંણોમાં એવું કહેલું છે કે અમર આત્માઓ એટલે ચરખો (spheres)ના આત્માઓ, અને માણસોના આત્માઓ પેદા થયલા પણ અમર છે. વલી કેટલાંક માણસોની તબીયત અથવા સ્વભાવ એવો મુકરર થયલો હોય છે કે તેઓપર ઉપરની દુનિયાં-માંથી આત્માઓ એનાયત થયલા હોય છે; અને વલી કેટલાકો તેઓમાં બીજી ચીજોમાંથી છુટા પડેલા આત્માઓને પોતાના સંબંધમાં લેવાને લાયક હોય છે. એવી યોગ્યતા ચરખો (spheres)ના જોરથી હોય છે. અને તે ઘણો ઉંડો વીચાર કરનારાઓની નજરથી પણ છુપી હોય છે. તેઓ (પારસીઓનો) વલી કહે છે, જ્યારે આ અમર આત્મા ખોદાસનાસી અને એકીનમા ઉંચે દરજજે પોંહોંચે છે, એટલે કે અશોઇનાં અને નેકીના કાંમમાં કામેલ થાય છે, ત્યારે આ નીચેનું શરીર છોડી પેલાં અમીશ્રીત સ્વચ્છ આત્મામાં જોડાઇ જવામાં ફતેહ પામે છે. પણ જો તેનાથી આ ઉંચી અને મુક્તિ આપનાર દરજજે પોંહોંચી શકાય નહીં તો, તે એક ચરખમાં જઇ મલે છે કે જેની સાથે તેના કર્મો બરોબર સમતોલ ઉતરે.

જો તેનું સ્વભાવીક બોલવું સાચુ હોય અને તેના કામો નેકીના હોય, પણ તે જો કોઈ ચરખ (sphere) સાથે જોડાવા જેટલે દરજજે પણ નહી પોંહોચયો હોય, તો તે ખનીજ તત્વોથી છુટો થયાથી નીચેની દુનીયાંમાં એક શરીરના **આકાર**માં રહે છે, અને પોતાની નેકીને લીધે સારા સુખમાં રહે છે, અને એક 'જમીને સેરૂશ' અથવા જમીનના ફરેશતા તરીકે રહે છે. પણ જો તેનું બોલવું દોશીત હોય અને કામો પણ બુરાં હોય તો આ શરીર છોડયા પછી તે એવું બીજુ બંધારણ પામતો નથી અને 'શીદાસ્તાન' અથવા નુરોની જગામાં જવાને તે તદન અશક્ત છે. આ પ્રમાણે પેહેલાં મૂળથી છુટો થવાથી તે દેવોના રેહેઠાણમાં સેહેવત અને હવસના અંધકારમાં અને પસેમાની અને ખેદના આતશમાં રેહે છે. છેવટે તે બેમારીનો શીકાર થઈ પડે છે, પણ ઊંચેના રેહેઠાણમાં જઇ શકતો નથી. એવી રીતનો આત્મા છેલાં આહરેમન થાય છે. જો એક નેકવાણી વગરના આત્મામાંથી નેકીના કામો વધારે થયાં હોય, પણ તેનુ મન ખોદાસનાસીના અજ્ઞાનપણાને લીધે સંસારને વલગી રહ્યું હોય, તો એવો આત્મા મુક્તિનો દરજજો પાંમતો નથી, પણ જ્યાં સુધી પોતાના નેક કામો અને નેક સખુનોથી ઊંચે દરજજે જતો નથી, ત્યાં સુધી તે મરણ પછી **એક શરીરમાંથી બીજાંમાં** જાય છે.

"જરથોસ્તની બીજી એક દ્દષ્ટાંતરૂપ કથામાં તે કહે છે કે—રસ્તાની થાકથી અને અસબાબ ખુટી જવાથી જ્યારે મુસાફરો બાદશાહનાં શેહરમાં પાછા ફરે છે, ત્યારે તેઓના આગલા ખુબસુરત મેહેલો નહીં મળવાથી, તેઓ ગોપા અને ગલીઓમાં બેગારી કે ભીખારીઓ તરીકે રહે છે. અશફંદીયાર કહે છે કે એનુ સહમજવું એ છે કે, જ્યારે તેઓ આ ફાની શરીર છોડે છે તયારે તેઓ નેક કામો અને જ્ઞાન ખુટી ગયલો હોવાથી ઉપરની આલમમાં પોંહોચતા નથી. આ પ્રમાણે બાતલ થયાથી, તેઓ જ્યાંરે આ દુનિયાંમાં પાછા ફરે છે તયારે માણસના શરીર તેમને મળતાં નથી, પણ હેવાનીયત પેદાયસના આકારમાં તેમને રેહેવું પડે છે."

સાધારણ રીતે એવું કેહવાય છે કે પેગંબર સાહેબે અવતારની ફીલસુફી રદ કીધેલી છે. તોપણ જ્યારે ઘણાક "ખલ્લે બદન" કરનારા

જરથોસ્તીઓ એવા બનાવો જાતે જોયલા જણાવે છે, તથા દસ્તુર નેરી-ઓશંગ ધવલ જેવો વિદ્વાન, જરથોસ્તી ધરમની ખુબીઓનું વરણન કરતાં, પેલા જાણીતા સોલ સંસ્કરૂત શ્લોકમાં એમ કહે છે કે, હમારા ધરમમાં જે કોઈ જન્મે છે તે પાછો અવતાર પામતો નથી, ત્યારે સામી બાજુની ખાત-રજમાં ભરેલી તકરારની ગેરહાજરીને લીધે, અવતારને ખોટો ગણવાનું પ્રા-વતુ નથી. આ દુનિયામાંથી ગુજરી ગયા પછી આપણી કેરદાર આપણને આવી મલે છે, એવું જેમ અવતારની ફીલસુફીમાં સમજાવ્યું છે, તેમજ પેગંબર સાહેબબી કહે છે. એટલું છતાં, તેવણ અવતારને તદન રદ કરે એવું માનવાનું મુશકેલ લાગે છે. "મારે દેખાડેલે રસ્તે ચાલનારાઓ પાછો અવતાર પાંમશે નહી" એવું તેવણે સમજાવ્યું હોય તે સ્વભાવીક છે, પણ તે દાનાવને દેખાડેલે રસ્તે સેંકડે કેટલા પારસીઓ ચાલતા હશે? અને જેઓ તેને દેખાડેલે રસ્તે નથી ચાલતા, તેઓના આત્માની શી ગતી થતી હશે?

## યોગીની શક્તિઓ.

હવે કાયામાં ખેંચાઇ આવેલો કોઇ આત્મા એથી ઉલટી રીતે વર્ત્તે, એટલે જોસ્સાઓને દબાવી નાખે, અને ઇંદ્રીઓને ગમતી ચીજ મનમા-રીને [1] નહી કરે, ત્યારે તે પરશુદ પામે છે. જ્યારે તેને નવરાશ મલે ત્યારે તે ખુદરતી રીતેજ વિચાર કરવા લાગે કે હું કોણ છેઉં, અહીં કયાંથી આવ્યો, શા કારણે આવ્યો, અને મારો પેદા કરનાર કોણ છે? એવા ખ્યાલોનું સેવટનું પરીણામ એ આવે છે કે પોતાના પેદા કરનારની હસ્તી માલમ પડયાથી, આત્મા તેને વીશે ખુબ વિચાર કરવા લાગે છે કે તે કેવો છે. કયાં છે. અને આ સારી આલમ કાંય બનાવી? અને તેને કંઇ કામકાજ કે હાજત [2] નહી હોવાથી તે એ વિચારોમાં એવોતો મશગુલ રહે છે કે કેટલીક વાર પોતાની હસ્તીબી વીસરી જાય છે. હસ્તીનો વિચાર

---

1 અસલી ઈરાંણીઓમાં માત્ર દાનાવોનેજ નહીં પણ લડવઈયાઓને સુધાં મનમારવા તથા દુનીયાઈ મોજ મજાઓને તરક કરવાની તબેહ પાડવામાં આવતી હતી. આ કેલવણી માટે જુવો "વિધા મીત્ર," મારચ સને ૧૮૮૭, ઝેનોફન ઉપરથી.

2 તે ખાવાને માટે અન્ન રાંધવા બેસતો નથી પણ દાહાડામાં એકુવેર કંદમુલ ખાઈને સંતોષ પકડે છે.

ઈંદ્રીઓથી રહે છે, પણ ઈંદ્રીઓને તો તે વાપડતોજ નથી તેથી એમ બને તેમાં કંઈજ નવાઇ નથી. એ પ્રમાણે બાહારના બનાવો વિશેની બેખબરીને વખતે તે ખોદાને જોય છે તથા તેની ખુદરતનું તેને જ્ઞાન થાય છે. જેમ શરીરનું બળ લોહી છે તેમ આત્માનું બળ જ્ઞાન છે. તેથી આ દુન્યામાં જન્મતી વખતે જેમ કાયાથી ખેંચાઈને તે અત્રે આવ્યો, અને કાયાએ તેને અત્યાર સુધી કેદ કરી રાખ્યો, તેમ હવે તે, જ્ઞાની થયાથી, વધારે વાર રેહેતો નથી. પોતાનાં વધુ બળને લીધે, શરીરનું પોતાની ઉપરનું આકર્ષણ તોડી નાંખીને, તે જ્યાં ગમે ત્યાં એખલો ફરી શકે છે. પૃથ્વિના દરેક દેશમાં તથા બધા આકાશોમાં તે શેહેલ કરે છે, તથા ફરેસ્તાઓની દરબારમાં બીરાજે છે. પોતેબી એક નુર હોવાથી, ખોદાતાલાની જાત, જે "નુરઉલઅનવાર" છે તેમાં, શરીરને ઘડી ભર પડતુ મુકીને, જીવતાં જીવત મલી જાય છે. એક શાદાં લોહડાંનો કટકો જ્યારે લોહચુંબક સાથે સંબંધ રાખતો હોય ત્યારે તે પોતેબી લોહચુંબક બની જાય છે, તેમ એ આત્મા જે ખોદાના સંબંધમાં આવ્યો, તેને કેટલીક ખુદરતી શક્તિઓ [૧] આવી જાય છે. એ શક્તિઓથી જે હેરત ભરેલાં કામો થઇ શકે છે તેને આપણે "મોજેજા" કહીએ છીએ. હવે આવી રીતનો જ્ઞાની ને બલવંત આત્મા (=મહાત્મા) દેહ નાશ પામ્યા પછી છુટો થાયછે ત્યારે બીજી પેદા થતી કાયાઓનું આકર્ષણ તેની ઉપર અશર કરી શકતું નથી. તે પોતે છેક ઉંચેનાં આકાશમાં ચહડી જાય છે, અને બહમન અમશાસ્પંદ જેવા મૂખ્ય ફરેસ્તાઓની સંપ્રમાંર ખીરાજે છે. તેની ખુશાલી ને સુખવાસી હાલતને વાસ્તે એવું કેહેવાય છે કે તેનું કંઇ વર્ણન થઇ શકે નહીં.

ઇંદ્રીઓને ગમતી ચીજ નહી કરવી, કોઇબી દાહાડો એકુબી ગલીચ વિચાર નહીં આવે એવા ચોખા થવું, અને જીવને ખોદાની યાદમાં ચકચુર કરી નાંખવો, એ શું? આ બધી તે તદબીર, કે જેથી

---

[૧] હિંદુઓ એને "સીદ્ધી" કહે છે. ફારસી નામ "જાંમે કેખશરૂ" તથા "ખેસ્તાબ" માંથી મલતું નથી તો જો કે તેથી થતાં કામો જણાવવામાં આવેલાં છે.

[૨] હિંદુઓ આત્માની આ ગતીને મુક્તી યા નિરવાણ કહે છે. હમારૂં વરણન જરા જુદૂં છે, પણ "દશાતીર" માં "નાંમે સત સાષ્મિકલીઊ" વાલાં પ્રકરણમાં, પાંને ૧૦૩, જે કેહે છે કેઃ—"તું એ (ખોદાએ) પોતાનાં નુરનાં દરીઆવમાં અશોનાં નુરને ડુબાવ્યાં," 'આ વિચાર નિવારણસાથે આબેહુબ મલતો આવે છે.

આત્મા 'કામેલ' થાય છે, અથવા હીંદુઓ ભણતાં 'જ્ઞાની' થાય છે. આ તે કેલવણી છે, કે જેથી માણસ પોતાનું સ્વભાવીક નીચપણું—બેસતાબ કેતાબની ઢપથી બોલતાં, જન્મતી વખતનું અધુરાપણું—છોડી દઈ શકેછે. જન્મથીજ ફરેસ્તાઓનો આત્મા જ્ઞાની છે, અને હેવાનોનો અજ્ઞાની છે. માણસનું રૂહ એ બેની વચમાં છે અને **ઇંદ્રીઓને જીતવાથી ખોદાની મારફતને પોંહોંચીને, મરણ પછી ફરેસતા જેવા થવું, અથવા બુરા હવસોને તથા ઇંદ્રીઓની સુચનાઓને તાબે થઇને આવતા જન્મમાં હેવાન બનવું તે તેના અખ્તીઆરમાં પરવરદેગારે મુકેલું છે.**

હમે જ્યારે એમ કહીએ છીએ કે ખરો ખોદાનો આપેલો ધરમ તો યોગજ છે, ત્યારે ખુદરતી રીતે આ સવાલ ઉભો થશે કે જો એમ હોય તો તે બધાં માણસોને મલવો જોઇએ. કેમકે ખોદાના નિયમો બધી ચીજોને એક સરખી રીતે લાગુ પડતા હોય છે, અને તેમાં કંઇ કોઇને માટે તરફદારી હોતી નથી. હમે પણ જે સાર આગલ જણાવ્યો છે તે એવી મતલબનો છે કે એ વિદ્યા ચાહેતો બધા આદમીઓ શીખે. પણ આજે આપણે જે હાલતમાં આવી પડયા છીએ તે તરફ નજર કરતાં તેમ બનવું બીકટ કામ છે. તોપણ પોતાની ચાલ ચલણને નવેશરથી કેટલીક મુદત સુધી સુધારીને, ખોદાની યાદમાં રાતદાહાડો મશગુલ રેહેવાથી એ વીશેની સચાઈ માલમ પડશે. આ દુનિયાંને લંગતી તમામ લાલચોને મારી નાખવાથી, અશોઇના સરવે કાનુનો પાલવાથી, મનના બુરા વીચારો, જુસ્સાઓ અને હવસોને તાબે કરવાથી, યોગ વિદ્યાના પેહેલા દરજ્જા ઉપર ચહડી શકાય છે, કે જેને ફારસીમાં "ખાબ" કરીને કહે છે. એની અશર એ છે કે ઊંઘમાં આપણા આત્માને સુંદર મેહેલો, ભપકાદાર દરબારો, ખુબસુરત દેખાવો, અને ફરેસ્તાઓ નજર આવે છે. આપણા પોતાને લગતા અથવા સગા વાહાલાંને દોસ્ત આસનાવોને લગતા સારા નરસા બનાવોની આગમચેતી થાય છે, [1] અને કંઈબી ધારેલું કામ પાર પડે છે, એવી કોશેશ કરનારા કેટલાક શખશોને હમે ઓલખીએ છીએ.

એ બાબે જેઓની ખાત્રી નહીં થતી હોય તેઓને વીષ્ણુ બ્રહ્મચારી બાવાની જીંદગીનો હેવાલ [2] વાંચવાની અમો ભલામણ કરીએ છીએ. આ

૧ જુઓ નામે કયખોશરૂ—શરૂઆતમા છે.

2 Theosophist, 1879, pp. 51–52.

હેવાલ અહીં આખો ઉતારતાં લંબાન થાય, માટે માત્ર તેનો સાર આપીએ છીએ :—

તે અશો નર કહે છે કે "હું બચપણથીજ ઘણો પવિત્ર હતો, અને પાપનો વિચાર આવતો હતો તેથીબી કમકમતો હતો. મેં ઘણી ટુંક ઉમરમાં ધરમનાં ઘણાં ખરાં પુસ્તકો શીખી લીધાં હતાં. આગલ જતાં હું કેવો થવાનો છઉં તેની બશારત પરવરદેગાર તરફથી મને વીસમે વરશે થઇ. એ બનાવની અગાઉ અને પછી હુ ઘણાં માણસોને પુછપરછ કરતો કે ખોદા સાથે વેહેવાર કેમ પાડી શકાય. દરેકે પોતાનાં દેખાડેલાં મંત્રો ભણવાને તથા કંઈ કંઇ ક્રિયાઓ કરવાને કહ્યું. હું તેમ કરતો પણ કંઈ વલતું નહી, તેથી આખરે કંટાલી ગયો અને એવા લુચાઓ સાથે ફરીથી સંબંધ નહી કરવાનો ઠેડાવ કીધો. ખોદાની કેમ ભક્તી કરવી તથા તેની સાથે કેમ વેહેવાર પાડવો તે હું ધર્મશાસ્ત્રોમાંથી શીખેલો હતો, તેથી પછી મેં તેમજ કરી જોવાનો ઠરાવ કીધો, અને તેવીસ વરશની ઉમરે, ઇ૦ સ૦ ૧૮૪૯ માં, "સત્યસંગી"નાં પાહાડોવાલાં જંગલમાં ગયો. મને કંઇજ વાતનો ડર નહી હતો, કેમકે ખોદા મારૂં રક્ષણ કરશેજ, તથા તે સર્વજ્ઞ ને સર્વ શક્તિવાન છે એવું મને પકું એકીન હતું. વલી તે મારૂં ગુજરાણ કરશેજ એમબી હું ખાતરીથી માનતો હતો, તેથી ત્યાં ગયા પછી છોડવાઓ અને વેલાઓના કંદ મૂલ ખાઇને તથા વેહેતા ઝરાઓનાં પાણી પીને રેહેવા લાગ્યો. લંગોટી સિવાય મારા શરીર ઉપર બીજું કંઇ વસ્ત્ર હતું નહીં. બીઆબાંન જગામાં મેં એક ગુફો બનાવી, ત્યાં બેસીને ખોદાને વિશે વીચાર કરવા લાગ્યો, અને તેના ખ્યાલમાં ને ખ્યાલમાં રેહેતો. ૧ મેં પછી "ધારણા" ૨ અને "ધ્યાન" ૩ કરવાનો માવેરો

---

૧ ખોદાની ઉપર આવી જાંન ફેસાંની કોઇ હમણાનાં પારસીએ કીધી હોય એવું હમે સાંભલ્યું નથી. એથી તદન ઉલટાં કાંમોમાં કુલ્લે કોમ રોકાએલી નજર પડે છે. અને તે છતાં પારસીઓ પોતાને સુધરેલા (!) સમજે છે !

૨ આંખથી કોઇ બાહારની વસ્તુને જોવી નહીં, પણ તેને શરીરના કોઇ એક સવલ પડતા ભાગ ઉપર કલાકના કલાક સુધી ઠેડવી મુકવી, અને પછી ખોદાને તથા તેની સીફતોને યાદ કરવામાં મશગુલ થવું—તેનું નામ "ધારણા." વેદીક રાજ્યોગ જેને (મેડમ બલેવેટસ્કી હથ યોગગણીને નાપસંદ કરે છે) તે આઠ ભાગમાં વેંહેંચાયલો છે. તેમાં "ધારણા" છઠો છે.

૩ એમ કરતાં કરતાં જ્યારે ખોદાના ખ્યાલમાં મન એવું રોકાઇ જાય કે તેના વગર બીજો કશો ખ્યાલ રેહેજ નહીં, એવી જે મનની હાલત થાય, તેનું નામ "ધ્યાંન." એ સાતમો તબકો છે. એમાં ખોદા આત્માની આંખે (શરીરની આંખે નહીં) દેખાય છે. અને ખોદાઇ ગાયણ સંભલાય છે, જેને "અનહદ શબ્દ" કહે છે.

પાડયો, ને તેથી મને ખોદાને વિશેનું ગ્નાન થયું. ખોદાની જાત મેં એક ચોકસ રીતે જોઇ, પણ તે વિશેનું બ્યાંન કરવું અઘટીત છે. **બીજાઓને તો ગુરૂ જોઈતા હશે, પણ ખોદાની મારફતને પોંહાંચવાને માટે મારો સત્તગુરૂતો ખોદા પોતેજ હતો.**"

વાંચનારાઓને આ વિચાર કદાચ હીંદુઓનો સમજી સુગ લાગતી હોય તો અમો જણાવીએ છીએ કે અસલી યુનાની ફીલસુફો પણ એવો વિચાર ધરાવતા હતા. પોરફીરી નામનો એક યુનાંની વિદ્વાન પણ એમજ કહે છે:—

"Through self-contemplation, perfect chastity, and purity of body, we may approach nearer to God and receive in that state true knowledge and wonderful insight."

## યોગ વિદ્યાની જરૂર.

યોગ કેવડી મોટી વિદ્યા છે? દુનિયાની ચાલુ વિદ્યાઓ બધી એક માણસથી કદીબી શીખી શકાતી નથી. કદાચ આપણે ઘડીભર એમ ધારીએ કે કોઇ એક એવો વિદ્વાન છે, તોપણ તેનું ગ્નાંન એક યોગી આગલ કંઇ બીશાદ ધરાવતું નથી. જે જે તે જાણેછે તે યોગી જાણેછે, પણ જે જે યોગી જાંણેછે ને કરી શકે છે તેનો ખ્યાલબી પેલાને આવી શકતો નથી. આટલું છતાં ઉસ્તાદ વગર એ ચીજ થોડીબી શીખી શકાય છે, અને ફકત ખોદાનુ ધ્યાંન ધરવાથીજ ને નામ દેવાથીજ ગ્નાન મલે છે, ત્યારે યોગજ આપણો સ્વભાવીક ધરમ ઠરે છે. તમારે ભાષાશાસ્ત્રી, કારીગર, યા વિદ્વાન થવું હોય તો ગમે એટલી ઉલટ ને હુશીઆરી છતાં ગુરૂ વગર તમારીથી કંઇ બનશે નહીં. પણ ફક્ત જાતી ઉલટ ને પાકીજગીથી યોગનો તમે ઘણો નહીં તો થોડોબી અભ્યાસ કરી શકશો.

પણ આ ઉપરથી વાંચનાર તરતજ સવાલ કરશે કે જો એ વિદ્યા ગુરૂ વગર શીખાતી હોયતો, લોકોમાં સાધારણ હોવી જોઇએ. તેમતો નથી ત્યારે તેનું કારણ શું? આપણને જાણવું જોઇએ છે કે ખોદાતાલાએ માણસને બધી ચીજની બક્ષેસ કીધેલી છે. પણ કંઈબી વગર મેહેનતે મલતું નથી. દાખલા તરીકે, માણસ પેદા થયો ત્યારથી તેનાં નશીબમાં અરધી યા આખી રોટલી સરજેલી છે. પણ તે મેલવવા માટે તેને મેહે-

નત કરવી પડે છે. એક ચીજથી થતો ફાયદો અને તેને મેલવવાને માટે-ની મેહેનત, એ બંધે હમેશાં શરખાં પ્રમાણમાં વધે છે. યોગ વિદ્યા આ જેહાંનમાં અને તે જેહાંનમાં અણહદ સુખ આપે છે તો તેને મેલવવાને માટેનું કષ્ટભી ઘણુંજ હોવું જોઇએ તે ખોલું છે. એ વિદ્યા હાંસલ થવાથી આપણે માણસની પંકતીથી ઉંચે ચહડીને જીવતાં જીવત ૧ ઈઝદ થઇએ છીએ, તો માણસાઇ ખવાસ તોડવાને માટે અપરંપાર મેહેનત કરવી લા-જમ છે. અને જેમ જેમ મેહેનતનું પ્રમાણ વધતું જાય છે તેમ તેમ મે-હેનત કરનારાઓની સંખ્યા ઓછી થતી જાય છે. માટે બધા કાલમાં સંપુર્ણ યોગીઓ તો ઘણાજ થોડા હોય છે, તો જો કે થોડું થોડું લઇ નાડેલા ચાહેતો બધા આદમીઓ થઈ શકે.

આ ખુલાસા ઉપરથી વાંચનારની ખાત્રી થઈ હશે કે યોગ વિદ્યા બને તેટલી શીખવાની દરેક માણસને ફરજ છે. પણ હજરત જરથોસ્તે એ વિદ્યા બાહાલ રાખીને તે શીખવાનું કંઈ ફરમાન આપ્યું છે કે નહીં એવો સવાલ એક ચુસ્ત જરથોસ્તી તરફથી તરતજ કરવામાં આવશે. તેને માટે, રોજે અવલથી આજ સુધીનાં વખતને ચાર મુદતમાં વેંહેંચી નાંખીને, તેઓ ઉપર થયલી યોગની અસર તપાસવી જરૂરની છે.

## જુદાજુદા જમાનામાં ઈરાન દેશમાં યોગ વિદ્યાની હાલત.

૧ લી મુદત—રોજે અવલથી તે અશો જરથોસ્તે પોતાનો તરીકો ચાલુ કીધો ત્યાં સુધીની.

૨ જી મુદત—અશો જરથોસ્તના તરીકાનો આબાદી ભરેલો જમાનો (સીકંદર સુધી).

૩ જી મુદત—સીકંદરના દોરથી તે યઝદેઝર્દનાં મરણ સુધીની.

૪ થી મુદત—આપણે ઈરાન છોડયા પછીથી તે આજ સુધીની.

## પોરીયોતકેશી જમાનો.

આપણે પેહેલી મુદત તરફ નેગાહ કરીએ. માણસની વસ્તી પેહેલવેહેલી થયલી હતી. તેઓ સંખ્યામાં થોડાં હતાં; તેઓને આપણી માફક તરેહવાર જાતનાં ખાંણા પકાવવાની રીતતો ખબર નહીંજ હતી, પણ અનાજ વાવવા

---

૧ જામે કેખશરૂ વાંચો.

રોપવાનું બી જાણતા નહી હતા. તેઓને માટે કેહે છે કે પેહેરવાનાં વસ્ત્રબી નહી હતાં. ટુંકમાં, જે જે હુન્નરો આજે છે તેમાંનું કંઇ તેઓ જાણતાં નહી હતાં. તોપણ શું તેઓ ધરમ વગરનાં હતાં? એક સાધારણ ગ્નાન વાલો આદ્દમી વિચારશે કે જેને રાંધવા ખાવાનું ને પેહેરવા હોડવાનું નહી આવડે, તે વલી ઇશ્વર ભકતીની રીત શું જાણે? તે શું જાણે કે ફલાંણુ કાંમ કરશું તો પાપ લાગશે અને ફલાણું બોલશું તો બે મલાહજા ભરેલું ગણાશે? પણ આપણા જમાનનો ચુનંદો ધર્માભ્યાસી પ્રોફેસર મેકસમુલર શું કહે છે?

"It (religion) is, if not as old as the world, at least as old as the world we know. As soon almost as we know anything of the thoughts and feelings of man, we find him in possession of religion or rather possessed by religion."

એમ કેમ થયું હશે? જેને દુનિયાંદારીની સાધારણ વાતોનું બી ગ્નાન નહી, અને જે કંદમૂળ ખાઇને દાહાડા કાહાડે તેણે ખોદાને કેમ પીછાંણ્યો હશે? આપણે તે વખતનાં માણશોની વખત ગાલવાની રીતને જીંદગી ગુજારવાની આપણી રીત સાથે સરખાવીએ. આપણને ઘરબાર છે; તેઓ માત્ર જંગલમાં છુટાં છવાયાં વસતાં હતાં. આપણે ગીચ વસ્તીમાં રહીએ છીએ; તેઓને વસવાને ગામ શેહેરો નહીં હતાં, પણ જંગલ ને પાહાડોની વચમાં કેથેબી આવી પડેલાં મુસાફર જેવાં હતાં. આપણે દુનિયાંની તરેહવાર ખટપટોથી દાહાડો પસાર કરીએ છીએ અને પોતાનું કાંમ નહી હોય તોપણ આસપાસનાં લોકોની હજારો તરેહની હીલચાલથી આખો દાહાડો આપણું ધ્યાંન રોકાયલું રેહેશે. તેઓતો દાહાડામાં એકવેર કંઇ ફળ યા ભાજીપાલો ખાય અને એવું ખાવાનું કંઇ શોધવા જવું નહી પડે, માટે આખો દીવસ પરવારતાં રેહેવાં જોઇએ. વળી આપણી માફક તેઓને આશા કે નીરાશા નહીં હોય, કેમકે દુનિયાંદારીના તરેહવાર સુખ મેલવવાને આપણને આશા થાય છે, અને તે નથી મલતાં તો નિરાશ થઇએ છીએ. તેવાં સુખ મેલવવાને તેઓને કંઇ ખ્યાલ નહીં, ત્યારે ઉમેદી ને નાઉમેદી હોયજ શાની? દુનિયાંદારીની તરેહવાર ભય અને જંજાલો આપણને વલગેલી હોવાથી આપણું મન હંમેશાં ચીંતાતુર રહે છે, ને તેને લીધે તરેહવાર પાપ કરીએ છીએ. એમાંનું તેઓને કંઇજ નહી હોય.

એ પ્રમાણે આપણે જોયું કે દુનિયાંદારીની જંજાલ લાગેલી નહી. તેથી તેઓને **પુરતી ફુરસદ હતી.** તેઓને ભય, ચીંતા, ને આશા નિરાશા કંઇજ નહી હતાં. એટલા માટે **તેઓ નિરીચ્છ હતાં.** જુઠું સાચું કરવાનું નહી તેથી તેઓ ઘણાંજ **પવિત્ર હતાં.** રેહેવાને ઘેર કે વસવાને ગામ નહી તેથી **તેઓ જંગલમાં મુસાફર જેવાં પડેલાં હતાં.** ત્યારે તેઓમાંના હરકોઇને સ્વભાવીક રીતેજ ખ્યાલ આવે કે હું **કયાંથી આવ્યો, કયાં જવાનો,** અને **માહરૂં હવે પછી શું થશે?** આ પૃથ્વી, ચંદ્ર, સુરજ, અને તારાઓનો બનાવનાર કોણ છે? એવા ખ્યાલમાં તે ગુંથાઈ જાય તેમાં કંઇ નવાઇ નહી. એમ વિચાર કરતાં કરતાં તે સ્વભાવીક રીતે અનુમાન કરી શકે કે એ બધાંનો અને **મારો કોઇ બનાવનાર છે.** જ્યારે તેણે **પોતાના બનાવનારની હસ્તીની જરૂર જોઇ** ત્યારે તેને **મલવાની ઇચ્છા થયા વગર રહે નહીં.** અને પોતે બીલકુલ પરવારતો તેથી **આખો વખત તેમાંજ ધકધ્યાંન રહે** તે બનવા જોગ છે. અને જ્યારે ખોદામાં ધ્યાંન રોકાયું ત્યારે **ખોદા તેને નજર આવેજ.** અને જ્યારે ખોદા નજર આવે ત્યારે **તેની કુદરતનું તેને જ્ઞાન થાય.** એટલે તે પોતે વગર ભણવે ને વગર ચોપડીએ જ્ઞાની થઇ જાય છે. અને **એ જ્ઞાન તે યોગ વિદ્યા.**

માણસ માણસના સ્વભાવમાં ઘણોજ ફેર રહે છે, તેથી એવા ખ્યાલ તે વખતનાં બધાં આદમીઓ કરે નહી. પણ તેઓની હાલત જેમ આપણે ઉપર તપાસી તેમ યોગ વિદ્યા સંપાદન કરવાને તદન લાયકની હતી, અને માણસ જાત સ્વભાવે શોધક બુદ્ધીવાલું છે તેથી કોઇએકે તો જરૂર એમ કીધુંજ હોવું જોઇએ. હવે જે માણસ એવો જ્ઞાની થાય તે પોતાની આસ પાસનાઓને તેઓથી લેવાએ એટલું જ્ઞાન આપ્યા વગર રેહે નહી ત્યારે એવા માણસે, ખોદાની હસ્તી, તેની ભકતી કરવાની રીત વિગેરે જે કંઈ પોતાની નજરમાં આવ્યું તેમ આસપાસનાંઓને બતાવ્યું હોવું જોઇએ. **અને એ ઉપર ટપકેનું જ્ઞાન તે તે વખતનો ઝાહેર તરીકો થયો.**

પણ કોઇ **કેહેશે કે એતો બધું આપણે આપણી અટકલથી વિચારીએ છીએ, અને એમ ખરેખર થયું હતું કે નહી તે કોણ જાણે છે?**

હવે ત્યારે આપણે તવારીખને તપાસી જોઇએ. તેમાંથી માલમ પડે છે કે ઈરાનવેજમાં શરૂઆતમાં ગઇઓમરદ યોગી હતો! તે પોતાના વખતમાં એકલોજ હતો માટે તેને ગુરૂ નહી હતો. તે યોગી હતો એ વાત તેણે પાહાડ ઉપર કીધેલી બંદગીથી, તેણે કીધેલા મોંજેજાઓથી, ચરંદા પરંદા સાથે વાત કરી જાણવાની તેની શક્તિથી, ૧ અને પેગંબર એટલે ખોદા સાથે વેહેવાર રાખનાર આદમી તરીકે તેની જે ઓલખાંણ તવારીખ આપણને કરાવે છે તે ઉપરથી, સિદ્ધ થાય છે.

એજ પ્રમાણે તેના વારેશો, શ્યામક, હોશંગ, જમશેદ, ફરેદુન, કેખશરૂ વિગેરે બધા પાદશાહી ઉપર આવ્યા અગાઉ યોગી થયલા હતા, અને પોતાનાં મુલુકની સરદારી કરવા સાથે પેગંબરીબી ચલાવતા હતા. "નામે શત વખશુરે જમશેદ," "નાંમે શત વખશુરે ફરેદુન," એવાં એવાં મથાંલાં હેઠલ, અશો જરથોસ્તની આગલ પેગંબરી કરી ગયલા મ્હાતમાઓના લંબાણ હેવાલ દસાતીરમાં આવેલા છે. હવે જે જાહેર તરીકો ગઇઓમરદે અજ્ઞાન આમ લોકોને માટે ચલાવ્યો, અને જેને અશો જરથોસ્ત "પોરીઓતકેશી દીન"ને નામે આપણને ઓલખાવે છે, તેમાં એ નામવરોએ સુધારા તથા વધારા કરવાના ચાલુ રાખ્યા હતા. તેઓ એટલાથીજ ધરાતા નહી હતા, પણ જેઓ ખોદાની મારફતને પોહોંચવાને ખરેખરા લાયક હોય, તેઓને તેઓ યોગ શીખવતા હતા એવું પણ કેટલાક ઈસારાઓ ઉપરથી ધારવાને બની આવે છે.

એ પ્રમાણે આપણે પેહેલી મુદતની ટુંક તપાસ લેતાં જોયું છે કે **માણસની શરૂઆતની હાલત ખુદરતી રીતેજ યોગ શીખવાને લાયકની હતી.** અને જેઓ તેમાં પ્રવિણ થતા હતા તેઓ પોતાના અજ્ઞાન ભાઇ બંધોને તે વિશેનું સેહેજ સાજ જ્ઞાન "દીન" યા ધરમના નામથી આપતા હતા.

## જરથોશ્તનો જમાનો.

હવે આગલ ચાલીને આપણે અશો જરથોસ્તના જમાના ઉપર આવીએ. તેવણે કેવી કેલવણી લીધી હતી? શું આપણી માફક તેવણ સ્કુલ અને કોલેજમાં અભ્યાસ કરવા ગયા હતા? નહી. તેવણનો ઉસ્તાદ કોણ

૧ જુઓ "દસાતીર," નામે સત વખશુરે જરથોસ્તવાલુ પ્રકરણ.

હતો ? કોઇ નહી,—કદાચ હોય તો આપણને ખબર નથી. ત્યારે જે વખત આપણા જુવાનો સ્કુલ અને કોલેજને અર્પણ કરે છે તેનો તેવણે કેવો ઉપયોગ કીધો હતો તે કંઇ માલમ પડે છે ? હા, તેવણ "ગોફેનશીન" થયા હતા, અથવા હિંદુઓ કહે છે તેમ વનવાસ કીધો હતો. અને ગુફાઓ શું કામમાં વપરાય છે ? ખોદાનું ધ્યાન ધરીને તેને મલવાને તથા તેની કુદરતનું જ્ઞાન હાંસલ કરવાને—બીજી રીતે બોલીએ તો યોગ વિદ્યા શીખવાને.

એ પ્રમાણે આપણે જોયું છે કે એ પેગંબર સાહેબ પણ એક યોગી હતા, અને પોતાનાં કામ ઉપરથી જણાય છે કે સંપુર્ણ યોગી હતા. હવે તેવણે ચલાવેલા તરીકાં તરફ નેગાહ પોંહોંચાડીએ. આટલું તો આપણે ચોક્સ રીતે જાંણીએ છીએ કે, "પોરીઓતકેશી તરીકા" ને તેવણે ધિક્કાર્યો નથી, પણ જાબજા વખાંણ્યો છે. અને તેને તેવણે રદ કીધો નથી, પણ સુધારી વધારીને સંપુર્ણ કીધો છે. વલી આપણે આગલ જોયું છે કે **પોરીઓતકેશી દીન** તે આગલા નામવરોએ **યોગના અનુભવ ઉપરથી ફેલાવેલું ખોદા વિશેનું સાધારણ જ્ઞાન હતું**, ત્યારે એ ઉપરથી એમ અટકલ કરી શકાય છે કે **એ દીનને સંપુર્ણ હાલત ઉપર લાવવાને માટે** અશો જરથોસ્તે એવી રીતની ગોઠવણ કીધી હશે કે **આમ લોકોને યોગના ઉમેદવાર** બનાવીને તેને લગતી શરૂઆતની કેળવણી આપવી **અને તેઓમાંથી જે તઇઆર થાય તેને યોગ શીખવવો.**

અલબત આ એક માત્ર અનુમાન છે, અને તે સીલસીલાબંધ પેદા થતા વિચારોનું પરીણામ છે. એ ખરૂં છે કે ખોટું તે તપાસવાને, માઠાં ભાયગે પેગંબર સાહેબનાં પુરતાં લખાંણો રહ્યાં નથી. જો હતે તો હમારી ખાત્રી છે કે જેમ હિંદુ અને બુધ લોકોના પુસ્તકોમાં યોગનું સવિસ્તર બયાંન કરવામાં આવેલું છે તેમ આપણે તેમાં બી જોઈ શકતે. તોપણ જે બાકી રહેલું છે તેમાંથી શું સાર નીકલે છે તે આપણે તપાસીએ.

યોગ વિદ્યા શીખનારને કેટલાંક વરશો સુધી કોશેશ કરીને સંપુર્ણ પવિત્રાઈ મેલવવી પડે છે, કેમકે તે વગર ખોદા સાથે મેલાપ (યોગ) થઇ શકતો નથી. હવે મન ઘણું ચંચલ છે તેથી તેને ખરાબ વિચાર આવ્યા વગર રેહેતો નથી, અને ખરાબ વિચારથી પવિત્રાઈ જતી રહે માટે

ઉમેદવારને રાત દાહાડો ખોદાની યાદમાં મશગુલ રેહેવાને ફરમાવવામાં આવે છે. યોગની શરૂઆતની કેલવણી તેટલા માટે બે ચીજની બનેલી છેઃ— પેહેલી, સંપૂર્ણ પવિત્રાઈ. બીજી, ખોદાની ચાલુ યાદ. હવે એ બે ચીજો હજરત સાહેબે આમ લોકોને ફરમાવી છે કે નહીં તે તપાસીએ.

## યોગ શીખવાની જરથોસ્તી રીત.

ચોપડી ઉઘાડતાજ "અશેમ"*ના ખુશનુંમાં કલાંમ નીકલી આવે છે! એક યોગી આગલ એક અંજાણો ઉમેદવાર આવે, ને તેને પવિત્રાઇનો તે સઉથી પેહેલો બોધ કરે, તેમજ એ કલાંમ સઉથી પેહેલાં મુકીને અવણે બી કીધું છે.

Purity is the best good and happiness. Happiness is to him who is the purest for purity,

પ્યારા વાંચનાર, "સુખ" શબ્દને બબે વાર વાપરીને તેની જે મોટાઇ પેગંબર સાહેબે ભેદમાં બતાવી છે તેનો તુને કંઈ ખ્યાલ આવે છે? પવીત્રાઈ હાંસલ કીધાથી ખોદા સાથે મેલાપ (યોગ) કરી શકાય છે અને આપણે માણસની પંકતીથી ઉંચે ચહડીને ફરેસ્તાઓની હારમાં મુકાઇએ છીએ, જીવતાં જીવત ચાહીએતો બેહેસ્તમાં જઇને મજાહ કરીએ છીએ, યા પૃથ્વિના મુલુકોની સેહેલગાહે નિકલીએ છીએ, ને ગમે તે ચીજ કરી શકીએ છીએ— તેવી હાલતનું સુખ તે કેવું હશે! તેનું કંઇ વર્ણન થાય નહીં, અને તે સુખનો એ ભેદ ભર્યો ઈસારો છે!

હવે, એવી પવિત્રાઈ હાંસલ કરવાને સારૂં ખોદાની યાદમાં મનને રાત દાહાડો રોકી મુકવુ જોઇએ, એવો હોકમ પેગંબર સાહેબે આપ્યો છે કે નહીં તે તપાસીએ.

હોરમજદ યસ્તમાં અશો જરથોસ્ત પુછેછે કેઃ—"આએ દાદર હોરમજદ! માથ્ર સ્પંતનો કીયો ભાગ હાડમંદ દુનિયામાં **મનને ઘણોજ પોંહોંચનારો અને જીવ** (આત્મા) **ને ઘણોજ પાક કરનારો** છે" ત્યારે દાદર અહુરમજદ પોતાનાં નામ બતાવે છે, અને કેહે છે કે **તેઓને**

---

* "અશેમ વોહુ"ની બરોબર સહમજ લેવી હોય તો "ધમપદ," "સુતનીપાદ," મુખ્ય કરી "સબઆસવ સુત" વાંચો.

**રાત દાહાડો મનમાં યાદ કર** અને મોટેથી ભણ. *

એ પ્રમાણે એ નામદારે કુલ્લે આલમને યોગની એટલી શરૂઆતની કેલવણી આપી છે. પણ એ ઉપરથી સવાલ ઉઠે છે કે જ્યારે કુલ્લે આલમને યોગની ઉમેદવારીપર મુકવામાં આવી ત્યારે તો ગુરૂ વર્ગને (મોબેદી ટોલાને) યોગીઓનોજ બનાવ્યો હશે. એમ હોવુંજ જોઇએ. અને જો આપણાં પુસ્તકો અટવાઇ નહીં ગયાં હતે તો એ વાત રોશન રોજની માફક આશકારા હતે. તોપણ આપણને બાકી રહેલાં લખાંણોને ખોળી જોવાં ઘટે છે.

પવિત્ર મન૧, સાચું વચન ૨, દાનાઈ ભરેલાં કામ ૩, તનની ચોખાઈ ૪, પુખ્ત ઇશ્વરજ્ઞાન ૫, મીનો જેહાન તરફ નેગાહ રાખવી ૬; (એટલે કે હું આ દુનિયામાં માત્ર બે ચાર દાહાડાનો મુસાફર છેઊં, મારે એની મોજમજાહને જંજાલ સાથે કંઈ લાગતું વલગતું નથી. માએ બાપ, બચ્ચાં છોકરાં, ને ધન માલ કંઇ ચાહરમની બામદાદે મદદ કરી શકનાર નથી, અને મરણ પછી મારા પેદા કરનારની જનાબમાં સરફરાજી પામું તોજ હું શુખી થઇશ, એમ સમજવું.) અને એમ સમજીને યઝદાંની યાદ એક પલબી નહીં ચુકવી ૭; એટલે કે રાત દાહાડો જપ કરવી; તથા તેનીજ બંદગીમાં આખી જીંદગી રોકવી ૮—એવું મોબેદોને ફરમાવવામાં આવ્યુ છે. જામે કેખશરૂ, હોરમજદ યસ્ત, "થીઓસોફીસ્ટ" ચોપાન્યાં અને દશાતીર ધ્યાંનથી વાંચી જોતાં હમુને એમ લાગે છે કે આટલા નિયમો પાલનાર એક મોબેદ આપોઆપ છેલ્લા વર્ગનો યોગી થઇ રેહેવો જોઇએ, કેમકે એ બધાં યોગનાં ફરમાંનો છે.

આટલું છતાં પણ ઘણાક જરથોસ્તીઓ એ વાત માનશે નહીં, અને કેહેશે કે એ તો સઘલી અટકળ છે. અને એ ઉપરથી પેગંબર સાહેબે યોગ શીખવાને ફરમાવેલું છે એવું માલમ પડતું નથી. તેઓની વધારે

---

* એરવદ કાવશજી એદલજી કાંગાનો ખોરદેહ અવસ્તાનો તરજુમો જુવો. હોરજમદ યસ્ત યોગની ખુબીઓનું વરણન કરે છે. પણ તેની મનમાનતી શરેહ કોઈ યોગી વગર બીજાથી થઈ શકે એવું લાગતું નથી.

૧ "પાક મનશને," ૨ "રાસ્ત ગવશને," ૩ "ખેરદી કોનશને," ૪ "ચોજદાયર તન," ૫ "નરમ નશાક," ૬ "મીનો વીનશને," ૭ "યઝદાંન મનીદાર," ૮ "નાબેર જીવાંમ."

(એરવદ અસ્પંદીઆરજી ફરાંમજી રબાડીવાલી "યજશને બા માએની," પાંનું ૩૩૭.)

ખાત્રી કરવાને માટે પેગંબર સાહેબે ભેદમાં કહેલી એક જાણીતી વાત અને દબેસ્તાંન કેતાબમાં તે વિશેનો કીધેલો ખુલાશો અત્રે ટાંકી બતાવવાની જરૂર જણાય છે. અશો જરથોસ્તે એ વાત કીઆં નુશકમાં ખોલાશે વાર જણાવેલી છે તે કેહેવાઇ શકાતું નથી, પણ "અહુનવદ ગાથા" ના "અદતા વક્ષીયા" નામના હામાં એનું ટુંક પણ રસીલું વર્ણન સચવાઈ રહેલું છે. એ હામાં, યોગ કાંય શીખવો, અને જરૂર શીખવોજ જોઈએ, તે જણાવેલું છે. પણ વાત બધી ભેદમાં છે, અને સાધારણ વાંચનારને તો તેનો ખ્યાલબી નહીં આવે એવા પરદામાં ઢાંકેલી છે. એવી બારીક બાબદોમાં હમારા જેવાઓથી હાથ ઘલાય નહીં, માટે અત્રે જરા ઈસારો કરીનેજ સંતોષ પકડીએ છીએ.

## રમ્ઝ યાને ભેદ.

"દુનીઆમાં બે કારીગર છે. તે મધે પેહેલો હોરમજદ અને બીજો હેરેમન. અને કેહેછે જે ખોદાએ ફેકર કીધી કે રખેને મારી સાંબે કોઇ બીજો પેદા થાએ, અને તે મારી સાથે દોશમેનાઇ કરે. તેવારે ખોદાની ફેકરમાંથી એહેરેમન પેદા થાએઓ. અને વલી કોઇ જગો લખેલું છે જે ખોદા પોતે એખલો હતો, તેથી કરીને તેને ભેએ લાગો, તેવારે ખોદાએ ફેકર કીધી. તે ફેકરમાંથી એહેરેમન પેદા થાએઓ. અને લખે છે કે એહેરેમન આએ દુનીઆમાં હતો તેણે એક શુરાખમાંથી જોયું કે ખોદા તાલા ઘણીએક અજમત તથા બુજરેગી તથા દબદબો રાખે છે. તે જોઇને અદેખો પડયો. અને ખરાબી તથા ફેશાદ કરવા લાગો. તારે ખોદાએ ફરેશતા પેદા કરીને એક લશકર તઈઆર કીધું, અને તે લશકરથી એહેરેમનને શેકશત પોંહોંચી નહી. તેવારે એહેરેમન સાથે એક શરતથી શુલેહ કીધી જે કેટલાએક વરશની મુદત સુધી દુનીઆમાં રેહે. પછી જેવારે એહેરેમનની મુદત પુરી થાએ, તેવારે એહેરેમન આએ જેહાંનથી નાબુદ થાએ, અને તમામ આલમ નેકી તથા ખુબી ભરેલી થાએ, અને બદ કાંમ આરામમાંથી ઉઠી જાએ."

## "એ વાતના ભેદનો ખુલાસો."

"દુનીઆ" તે ઇનસાંનનું બદન. "હોરમજદ" તે ઇનશાંનનું નેક કામ કરનારૂ રૂવાન. "એહેરેમન" તે ઇનશાંનની ભુંડી તબીએત. "ફેકર" તે ઇનશાંનની બુરી ખશલતો "એહેરેમનની ખરાબી તથા ફેશાદ" તે

ઇનશાંનની ભુંડી તબીએતનું રવાંન ઉપરનું જોર. ભુંડી તબીએત એમ કેહેમ કે રવાંનને પોતાના હોકમમાં રાખે. "ખોદાએ ફરેશતાઓનું લશકર પેદા કીધુ" તે રવાંને પોતીકી નેક ખશલતોથી તથા **રીઆજત** (યોગ) **ના જોરથી** તબીએતનાં ભુંડાં લશકરને પોતીકા હોકમમાં રાખી કેદ કીધું. "ખોદાએ એહેરેમન સાથે શુલેહ કીધી" યાને ભુંડી તથા ખરાબ ખશલતો એકદમ ઇનસાનથી દુર નહી થાએ. માટે તે ખશલતોને ધીમે ધીમે શમાંધાન લાવી મુકવી. "કેટલીએક મુદત લગીન એહેરેમન આએ દુનીઆંમાં રેહેશે" ઇઆને ઇનશાંનની તબીએતની ભુંડી ખાશીએત હમેશાં રેહેતી નથી પણ ખશુશન જાંહાં સુધી તે અજ્ઞાન છે તાંહાં સુધી તે ભુંડી ખશલતો તેનાં બદનમાં રેહે છે પછે અગર તે ઇનશાંનનું રવાંન જોરાવર પડે તો તે રવાંનના નેકીના જોરથી બુરી ખશલતો દુર થાએ. અને બાજેનાં બદનમાં તે બદ ખશલતો હંમેશાં રેહે છે, ને જાંહાં સુધી મરે નહી તાંહાં સુધી જાતી નથી. "એહેરેમનની મુદત પુરી થએઆ પછી એહેરેમન દુર થાશે. આલમ નેકી ભરેલી થાશે, ને આલમમાંથી બદ કાંમ ઉઠી જાશે" એહેનો ખોલાશો એ છે જે એકતો એકે જે શખશોએ **રીઆજત અને તપના જોરથી** પોતાના નફસને એવો મારેઓચ કે તે લોકો ગોએઆ જીવતા મુએલા બરાબર છે. અને તેઓએ પોતીકાં રવાંનની ખુબીથી જીવતાં જીવત મોત [૧] અખતીઆર કીધેલું છે. બીજું તો એકે મોત હરેક ઈનશાનની પછવાડે લાગેલું છે. પછે જેવારે એ બે મોતમાંથી એક મોતે ઈનશાંન મરે અને જો તેનું રવાંન **કામેલ** [૨] **અને નેકી ભરેલું હોય તો આએ જેહાંનથી આજાદ થઇને** (પાછો અવતાર નહીં પાંમતાં?) **અમનો અમાંનથી રેહે.**"

હવે મોબેદ લોકોને પેગંબર સાહેબ ખરેખર યોગી બનાવતા હતાજ કે નહીં તે તપાસીએઃ—

એક ગ્રંથકાર કહે છે કે "જરથોસ્તી ધર્મગુરૂઓને બલ્ખ શેહેરની આસપાસના ગુફાઓમાં અને છુપાં મકાનોમાં યોગ વિદ્યા શીખવવામાં

---

૧ મોતથી પાપ થતાં અટકે છે તથા બેહેસ્તમાં જવાએ છે, અને તેવી હાલત જીવતાં જીવતા હોય છે, તે વીશેની આ એક માત્ર ઉપમાં છે.

૨ "કામેલ" એ વીશેષણ માત્ર યોગીઓનેજ લાગુ પડે છે, માટે એ શબ્દ વાપરીને યોગનો ઈશારો કીધેલો છે.

આવતી હતી." વળી સર વીલીઅમ જોન્સે રોયલ એશીઆટીક સોસાયટી આગલ કીધેલાં એક ભાષણમાં કહ્યું છે કે, "આગલા વખતના જરથોસ્તી ધરમગુરૂઓ ખુદરતની અજાયબ જેવી શક્તિઓ (હિંદુઓ જેને "સીદ્ધી" કહે છે તે) વાપરી જાણુતા હતા, અને તેથી તેઓ જાદુગર તરીકે પ્રખ્યાત હતા!" (દશાતીરની પ્રસ્તાવના જુઓ.) જ્યારે શીકંદરે ઇરાન જીતી લીધું ત્યારે તેબી અજાયબ થઈને બોલ્યો હતો કે આ લોકોબી કેવા છે! જાંણે શરીરતો એ લોકોને મનથી પેહેરવા કાહાડવાનો જામોજ લાગે છે! (દશાતીર, નામે સતવખશુરે જરથોસ્તવાલું પ્રકરણ.)

આ ઉપરથી વાંચનારની ખાત્રી થશે કે પોરીઓતકેશી દીનને સંપુર્ણ પાયા ઉપર મુકતાં પેગંબર સાહેબે માણસ માત્રને યોગ વિદ્યાના ઉમેદવાર બનાવ્યાં હતાં, અને મોબેદી ટોલો યોગીઓનોજ બનાવેલો હતો.

## સીકંદર પછી ઇરાનમાં યોગ વિદ્યાની હાલત.

હવે આપણે ત્રીજી મુદત ઉપર જરા નેગાહ દોડાવીએ. શીકંદર પછી આપણું રાજ લાંબો વખત શુધી ખલભલતી હાલતમાં રહ્યું હતું, તેથી ધરમ ઉપરથી લોકોનું ઈમાંન, અજ્ઞાનપણાંને લીધે, ઉઠી ગયું હતું, ઘણાક નવા મહજબો ઉભા થયા હતા, અને મજદીયસની દીનની અવદશા થઇ ગઇ હતી. તેને પાછી કોણે તાજી કીધી? અરદાય વીરાફ અને આદરબાદ મારેસપંદ જેવા યોગીઓએ! છેલો નામવર સંપુર્ણ યોગી હોવો જોઇએ, કેમકે નવ મણ કાંસાનો રસ છાતી ઉપર રેડવા જેવો મોજેજો "રાજયોગી" હોયા વગર કોઈથી થઈ શકે તેવો નથી. હવે યોગી હોય ત્યાં ચેલા હોયજ, અને તે ચેલાઓ પોતાના દોરમાં બીજા ચેલા બનાવે છે. તેથી એ ત્રીજી મુદતમાં પણ આપણામાં યોગ ચાલુજ રહેલો નજર આવે છે. અને એ અનુમાનને આ વાત ટેકો આપે છે કે ખુશરો પરવેજનાં વખતમાં "સાસાને પંજોમ" નામનો એક જાણીતો યોગી માજદીઅસની દીનની પેશવાઇ કરી ગયો છે. (દસાતીર જુવો.) એવા એવાતો હજારો હજાર નર આપણામાં થઇ ગયલા સમજાય છે. ફકત ખેસ્તાબ કેતાબમાંજ આશરે પચાશ જરથોસ્તી "મહાત્માઓ" નાં નામ જણાય છે.

## હીંદુસ્તાનના પારસીઓમાં યોગ વિદ્યાની હાલત.

આગલ ચાલીને આપણે ચોથી મુદત ઉપર આવીએ. એમાં આ-

પણો જમાનો આવી જાય છે, તેથી એ વિશેનો હેવાલ જો લખવા માંગીએ તો હમારા જેવા નાકેશ શક્તિવાલાઓથી લાંબું પીંજણ કરી શકે; પણ આપણે ટુંકમાંજ પતાવીશું. ઇરાન ખોહી દીધા પછી આપણે હિંદુસ્થાનમાં આવી **વસ્યા** ત્યારથી આપણા ધર્મ જ્ઞાનનો સુરજ **અસ્ત** પામ્યો, અને એન્કવીટીલ ડુ પેરો એ યુરોપમાં જરથોસ્તી ફીલસુફીનો ડંકો વગાડયો તે વખતે તો મધરાત થયલી હતી. હજુરબી બામદાદ થઇ હોય એવું હમુને લાગતું નથી. પેગંબર સાહેબની કંઇબી ફીલસુફી આપણે સમજતા નથી. હજુરતો "રૂવાન" અને "ફ્રોહર" વચેનો ફેરબી કોઈથી મનમાનતી રીતે સમજાવી શકાતો નથી. વખણાયલી "યથા અહુવઈરિયો" નો તરજુમો વાંચતાં એક આવે છે. "તુ આગ્રો અહુરહે મજદાઓ પુથ્ર" જેટલા બેચાર બોલનો અર્થ કરવામાંબી તરેહવાર ચુંથણાં પડે છે. અને યુરોપિયન વિચાર વાલો એક અભ્યાસી અવસ્તાનો તરજુમો હોંસે વાંચવા લે છે, પણ કંટાલીને તે ચોપડીને બાજુએ મુકે છે.

હવે વાંચનાર કેહેશે કે "એ હાલત ઠીક છે. આજેતો આપણે જરથોસ્તી ફ્રરમાંનોમાં વીદ્વતાઈ *(scientific reasons)* કારણો જોઈ શકીએ છીએ, અને તેને લીધે દીન ઉપર જરાબી ઇમાન આવે છે. સોલમી અને સત્તરમી સદીમાં તો આપણા પુરાજ હાલ હવાલ હતા." નહીં! પ્યારા વાંચનાર નહીં! આ નીચેનો ફકરો વાંચી જોવાથી માલમ પડશે કે મધરાતને સમે કોઇ એક તેજસ્વી તારો ચમકીને ખોદાઇ રાહામાં ભુલા પડેલા એક શેહેનશાહ–મુસાફરને રસ્તો બતાવી ગયો છે!

"દબેસ્તાન"ના રચનાર મોહશાન ફ્રાનીની સતા ઉપરથી આપણે કેવાને શક્તીવાન છીએ કે હિંદુસ્તાનનો પેલો નામીચો મોગલ શાહનશાહહે અકબર ધરમની સચાઇ શોધી કાહાડવાને બહુ ખંતી હતો. તેણે પોતાની દરબારમાં સર્વે વરણના મુસલમાનોજ નહીં, પણ દુનિયાના તમામ ધર્મના આલમાઓ,—હીંદુ, યાહુધી, ક્રીસ્ચીયન, જરથોસ્તી—એઓને એકઠા કીધા હતા. આ સર્વે ધર્મગુરૂઓમાં વારેવાર જાહેર તકરારો થતી, અને દરેક જણ પોતાના ધર્મને ઉંચો કેહેવાડવા માટે તરફડીયાં મારતો હતો. આ સઘલી તકરારો અને શોધનું પરીણામ એ નીવડયું કે, તેણે ઇલાહી નામના એક નવા ધર્મની સ્થાપના કીધી, અને ઈલાહી નામનો નવો

સને ચાલુ કર્યો. "દબીસ્તાન"ના ઈખ્તેસારમાં એન્યની ત્રોયર કહે છે કે મહીનાઓની ગણત્રી ઈરાનની ગણત્રી પ્રમાણે રાખવામાં આવી, અને જરથોશતી ધર્મ મુજબ ચઉદ તેહેવારો મુકરર કીધા. એક કાબેલ આતશ પરસ્ત (?) જે તેને અહીં આવી મલ્યો હતો, તેને ઇરાન અને કીરમાં-નથી મલેલી કીતાબોને આધારે આ ધર્મના છુપા કાનુનો અને ભેદોથી અકબરને વાકેફ કીધો; જેથી તે આ ઇરાની પંથ હતો જેને તેણે પસંદ કીધો. તેને પવિત્ર આતશ મલ્યો, જેની સંભાલ તેણે પોતાના વીસવાસુ પ્રધાન અબદલ ફાજીલને સોંપી; એશીયાની ભુમી ઉપર જરથોસ્તનો પવિત્ર આતશ ફરીથી ધીકયો; અને ઘણીક સદીઓ સુધી જુદા પડવા પછી ઈરાંનીઓ અને હિંદીવાનો સામાન્ય આરાધનામાં જોડાઇ ગયા.

આ કાંઈ દંતકથા નથી, પણ ઇતિહાસીક બનેલો બનાવ છે. હવે અકબર જેવા વિદ્વાન શેહેનશાહને જરથોસ્તી બનાવવો, અને તેબી વળી આલમના કુલે ધરમોના હીમાએતીઓને માહાત કરીને, એ જેવી તેવી ફતેહ નહીં ગણાય! એવું માહાભરત કામ કોણથી થયું હશે? આપણા ધરમની ખુબીઓ કોણે સમજાવી હશે? ફીકકો, હસવા જેવો, ને નાસી-પાસ ભરેલો અવસ્તાનો તરજુમો જેવો આજે આપણને લાગે છે તેવોજ શું અકબરને મળ્યો હશે? એમ હોય નહીં. અને એમ ખરેખર નહીંજ હતું, તે જ્યારે આપણે હજરત આજર કેવાંનને એના વખતમાં હિંદુ-સ્થાંન આવેલો સાંભલીએ છીએ ત્યારે માલમ પડી આવે છે. એ નામ-વર પોતાના વખતનાં યોગીઓમાં મોટો મરતબો ધરાવતો હતો. તે ગો-સ્તાસ્પ પાદશાહની ઓલાદમાં અગીઆરમો વંશજ હતો; તથા અશો જરથોસ્તની પેહેડીથી ઉતરેલા **મોબેદ** "શરોશ બીન કેવાંન બીન કામ-ગાર" ને જામાસ્પ હકીમનાં ખાંનદાનવાલા **મોબેદ** "હોશ" જેવા નરો તેનાં શાગરેદ હતા. છેલાને તો **કાશમીર શેહેરમાં તપ કરતો** દબે-સ્તાંનનાં બનાવનારે જોયો હતો!

## જરથોસ્તી ધર્મનો પાયો યોગ વિદ્યા.

હવે આ ઉપરથી માલમ પડે છે કે આપણા ધરમનો પાયો યોગ છે-બલકે આપણો જરથોસ્તી ધરમ તે યોગ વિદ્યાજ છે, અને જ્યાં સુધી મોબેદી ટોલામાં યોગી પેદા થયા કરે છે ત્યાં સુધી જરથોસ્તી ધરમ દુનિ-

યાંમાં ગાજવીજ કરતો રહે છે, પણ જમાનાનાં દોરથી આપણા યોગીઓ આપણ સંસારી લોકોને છોડી દઇને અગોચર ૧ જંગલોમાં જઇને રહે છે, ત્યારે હમણાના જેવી હાલતમાં આપણે આવી પડીએ છીએ. એજ પ્રમાણે દુનિયાંના બીજા બધા ધરમોનું બી સમજવું. ખોદાની શોધમાં ફરનારા દશ હજાર અશો નરોનાં જેટલી જાનફેસાંની કરનારી પેલી અ-જબ સીતારાની મેડમ બ્લેવેટસ્કીએ ઋષીઓની હસ્તી ઝાહેર કીધી, ત્યાં શુધી વેદ અને બુધ ધરમ તરફ તેના પોતાનાં લોકોબી બેવિશ્વાશુ થઇ ગયા હતા. આજે તે મામલો ફેરવાઇ ગયો છે! ખોદા કરેને આપણે મા-ટેબી એવો શુભ દાહાડો આપણી હઇયાતીમાં આવે!

હમારી તરફથી યોગની સચ્ચાઇ વિશે આટલાં બધાં મુસ્તકીમ કા-રણો બતાવવામાં આવ્યાં છે, તોપણ એવાબી જરથોસ્તીઓ નીકળી આવશે કે જેઓ હમુને આડે રસ્તે ઉતરી પડેલા એક ઝનુની જુવાંન તરીકે ગણવાને ચુકશે નહીં. હમે એવા સાહેબો આગલ ઘણીજ નમન-તાઇથી બીજી થોડીએક દલીલો રજુ કરીએ છીએ.

આજના વખતના જે જરથોસ્તીઓ એમ કેહેતા હોય કે ખોદાને જોવાનો અને તેની સાથે વાત કરવાનો માણુસ જાતને હક નથી તેઓએ ધરમ પુસ્તકોમાંના નીચલા દાખલા વાંચવાઃ—

૧. ઇજશનેની ક્રીયા કરતી વખતે શરૂઆતમાં યોજદાથ્રગર મોબેદ ખોદાના ૧૦૧ નાંમ યાદ કરે છે, તેમાં "હમહ અઇઆફ્રહ" એવું એક નાંમ આવે છે. તેનો અર્થ એવો છે કે "અએ ખોદા, તું તમામ છુપી ચીજને પાંમે છે અને **જે કોઈ તુંને મલવાની ખાહેશ કરે તે પોતા-ની મુરાદે પોંહોંચે છે!"**

(ગુજરાતી યજશને બા માયની, પાંનું ૩૩૮.)

"અષ વહિશ્ત અષ સ્રએશ્ત દરેસામથ્વા પઇરી થ્વા જમ્યામ હ-મેમ્થ્વા હખ્મ."

"સઉથી સરસ **અશોઇએ કરીને,** સઉથી શોભઇતી અશોઇએ કરીને,

૧ યોગીઓનો સ્વભાવ એવો હોય છે કે પોતે ગુજરે તેની અગાઉ એકબી માણસને યોગ શીખવ્યા વગર રહે નહીં. અને આપણા નેઆગાંનો તો મહાચતુર હતા, માટે હમો માનીએ છીએ કે આજેબી ઇરાંનના પાહાડોમાં જરથોસ્તી "મહાત્માઓ" હશેજ, પણ હિંદુસ્થાંનમાં એવો જાંનફેશાંની કરનાર પારસી કોણ છે કે તેઓને શોધીને યુકતોથી આપણા સંબંધમાં લાવે?

(ઓ અહુરમઝદ !) **તુંને હમો જોઇએ,** તારી નજદીક આવીએ, અને **તારી હંમેશની દોસ્તીને પોંહોંચીએ"?**

(યજશને, હા ૫૯ મો.)

૨. "**ઓ** જમશેદ, તું આદમીઓને **કેહેજે કે આ આંખોથી** ખોદાને ના જોતા, બીજી આંખો (આત્માની આંખો) માંગજો."

(દસાતીર, નામે સતવખશુરે જમશેદ.)

૩. "ભુખે પેટે, વગર ઉંઘાવે, યજદાંની તરફ દીલ લગાડશો તો **ઓ**નાશરી તનથી જુદા થઇને **આસ્માન** તથા સીતારા, તથા **ફરેશતાઓ** તથા ખોદાને જોશો."

(દસાતીર, નાંમે સતવખશુરે મેહેઆબાદ.)

૪. ઇજશનેનાં નવમાં હામાં બે શખશોની વાત આવેલી છે ત્યાં ગુજરાતી તરજુમો કરનાર મોબેદ અશપંદીઆરજી ફરાંમજી ખોલાશો કરે છે કે પેગંબર સાહેબે ભેદમાં એઓના યોગાભ્યાસનું વર્ણન કીધેલું છે.

૫. હોરમજદ યશ્તમાં યોગનું મૂળ મંત્ર અને તેથી હાંસલ થતી "સીદ્ધીઓ"નું વર્ણન કરવામાં આવેલું છે, પણ હમારીથી તેની મનમાનતી શરેહ નહીં થાય એવું ધારીને તે વિશેની વિગત પડતી મુકી છે.

૬. યોગના ચમત્કાર તથા મોટાઈ જાહેર કરનારી "**જામે કેખશરૂ**" નામની કેતાબ હજરત આજર કેવાંને મોબેદોને માટે લખેલી છે, અને તેમાં તે કેહે છે કે **મેં ઇરાંની દાનાવોની રીત પ્રમાણે યોગ શીખવા માંડયો.** અસલ વાક્ય આ પ્રમાણે છે :—

"પ્રથમ મેં પોતાના તનને **સલુકના** (યોગનાં) લેબાસથી **પેહેલવી લોકોની રવેશ પરમાણે** શીંગાર આપયો. તે શલુકના મારગમાં ઘણીએક ચાલચલણ છે, પણ **ઓ મોબેદ લોકો, તમે જાણજો** કે તેમાંની થોડી **એક જાહેરમાં લાઉ છું."** (પાંનું ૫ મું.)

૭. દસાતીર કેતાબમાં પાને ૧૯૩ થી ૧૯૪ શુધીમાં સ્વર્ગવાસી દસ્તુર મુલ્લાં ફીરોજજી લખે છે કે યોગ અસલ આપણો છે. પણ પોતાની ભાષામાં તરજુમો કરી લઈને, તેને લગતાં આપણાં અસલ પુસ્તકોનો આરબ લોકોએ નાશ કીધો છે. વલી તેવણ લખે છે કે બાકી રહેલા અવસ્તાનો જે તરજુમો હાલ થાય છે તે માત્ર શબ્દાર્થ છે. અને તેની અં-

દરના ભેદ તો યોગી હોય તેનેજ ખબર પડી શકે છે, તેટલા માટે તે સાહેબ જરથોસ્તીઓને તે એલમ શીખવાને એલતેમાસ કરે છે.

૮. "હુખ મજદીયશનનામ" જે એક કાબેલ દસ્તુરજીની દેખરેખ હેઠલ ચાલતું વર્તમાન પત્ર હતું, તેની જુની ફાઇલ ખોલી જોતાં આપણને દર બીજે ત્રીજે અંકે યોગના ઇસારા મલશે. એટલુંજ નહીં પણ તા૦ ૯ મી મે ૧૮૮૧ ના એ પત્રમાં દસ્તુર જમશેદજી શેરાબજી કુકાજીની કલમથી યોગ વિદ્યા ઉપર એક ખાશ આરટીકલ લખાયલો છે, અને તેનું મથાલું આ પ્રમાણે કરવામાં આવેલું છેઃ—

"ઇલમે તશવુફ (યોગ) ની ખરી જંદગી બેહેસ્તના અવેજ છે."

૯. યજશનેના નવમાં હામાં જણાવે છે કે કેરશાસ્પ એક યોગી હતો. દીનનાં બીજાં દફતરો ઉપરથી માલમ પડે છે કે તે કયામતને રોજે પોતાના અસલ કાલબુદમાં પાછો સજીવન થશે. એ વાતને ફરવરદીન યરતનો ૧૯ મો કરદો [1] આ પ્રમાણે ટેકો આપે છે:—

"અશોનાં ભલાં, બાહાદુર, વૃદ્ધિ કરનારાં ફરોહરોને હમે આરાધીએ છીએ, કે જેઓ ગાવીઆંની ગુરજ રાખનારા કેરશાસ્પ સાંમીનાં આ કાલબુદને નવાંણું હજાર નવસો ને નવાંણું રીતે સંભાલે છે." [2]

ફરેદુન કેઈ વિદ્યા શીખેલો હતો તે આપણે તપાસીએ. જુહાકના દોરમાં તેનો જન્મ થયો હતો, અને તે નાપાકથી તેની જીંદગીને એલજનંમ પોહોંચવાની ઘણી ધાસ્તી હતી તેથી તેની માએ ફ્રાનક તેને જંગલમાં એક ભરવાડને ઘેર મુકી આવી. ત્યાં પણ વખત જતે તેની સલાંમતીની ધાસ્તી લાગી તેથી તેણી અલબરજ પાહાડ ઉપર ગઇ, અને ત્યાં **"એક દીનદાર મરદ રેહેતો હતો, જે દુનિયાંનાં કામથી વગર ગમનો અને વગર દેહેસતનો હતો"** તેને પોતાના બાલકને

---

૧ અવસ્તા.—અશઓનાંમ વંઘુહીશ શૂરાઓ સ્પેંતાઓ ફ્રવશઇઓ ઇઅજમયદે ઇઆઓ અવાંમ કેહરપેમ અથવીઆક્ષઅંતે ઇઆંમ સામહે કેરેસાસ્પે ઇરપદ ગએસાઓશ ગદવરહે. નવચ નવઅેતંશાચ નવચ સત નવચહજંઘર નવસસચ બઅેવાંન.

૨ યોગીઓનાં "ખલ્લેબદન" (સમાધી) નો આ એક દાખલો છે. ફેર માત્ર એટલોજ છે કે, સાધારણ યોગીઓથી એક બે મહીનાં ઉપરાંત વધારેવાર પોતાનાં બદનથી જુદું રેંહેવાઇ શકાતું નથી, અને આ હજારો વરસ સુધીની જુદાઇ છે. પણ મદ્રાસવાલો સભાપથી સ્વામી કહે છે કે, તરેતા યુગમાં જન્મેલો અગસ્તઋષી આજેની કલીયુગમાં હજારો વરસ ગુજરી જવા છતાં જીવતો છે, ત્યારે યોગની બેહદ શકતીનો આપણને કંઇક ખ્યાલ આવે છે, અને એવી વાત માનવાનું મુશ્કેલ લાગતું નથી.

સોંપ્યું. આ યોગી સાથે તે ઉમરે આવ્યો ત્યાંસુધી રહ્યો હતો, માટે તે યોગવિદ્યા શીખેલો હોવોજ જોઈએ. શાહનામામાં લખે છે કે જુહાકની સાંએ લડવા જતાં મારગમાં એક એવી નદી આવી કે જેમાં હોડીની જરૂરજ પડે, તોપણ તેમાંથી ફરેદુન ચાલીને પસાર થઈ ગયો, તથા જ્યારે પોતાના દુશ્મન સાથે લડાઈ કરવાને એક બે દહાડા બાકી રહ્યા ત્યારે એક રાતે શરોશ ઈજદ આવીને તેને કેટલીએક ફતેહ આપનારી નીરંગો શીખવી. [1] વળી પોતાની પાદશાહીનાં દરમેઆંનમાં એક દાહાડો પોતાના છોકરાઓના હુશીઆરીની પરિક્ષા લેવાને સારૂં તેણે એક ફાડીખાનારાં જાનવરનું રૂપ લઈને તેઓના ઉપર હુમલો કીધો હતો. આ બધા ચમત્કારો યોગ જાણ્યા વગર થઈ શકે તેવા નથી. અને તે ખરેખર યોગી હતોજ એવી સાબેતી આપણને દસાતીર કેતાબ ઉપરથી તથા યજશનેના નવમાં હામાં મલે છે.

વળી કેખશરૂએ અફરાશીઆબને પકડવાને સારૂં જે વિદ્યા વાપડી તબી યોગ વિદ્યાજ હતી; કેમકે ફરેદુનના માફક એબી બચપણથી વનમાંજ રહ્યો હતો, અને પાદશાહી તખત ઉપર બીરાજવાને માટે ઇરાંન તરફ આવતાં "અવંદરોદ" નામના ઓવારા વગરની નદી પગે ચાલીને પાર કીધી હતી. દસાતીર કેતાબ ઉપરથી માલમ પડે છે કે, ઇરાંનની ગાદી ઉપર આવવા છતાં, તેણે એક યોગી તરીકેનું પોતાનું બ્રહ્મચર્યવ્રત કદી છોડી દીધું નહીં હતું. અને શાહાનામામાં જણાવે છે કે અફરાશીઆબને માર્યા પછી તે પાછો ગોફેનશીન થયો હતો. આ સઘલી ખાશીયત એક યોગીની છે. વળી ખેરતાબ કેતાબમાં લખે છે કે અફરાશીઆબને પકડવાને માટે તેને 'હોમ' નામના એક યોગીએ ઘણી મદદ કીધી હતી. ત્યારે આટલા બધા દાખલાઓ ઉપરથી બેશક પુરવાર થાય છે કે અફરાશીઆબને પકડવાને માટે કેખશરૂએ જે વિદ્યા વાપડી તે યોગ વિદ્યાજ હતી.

વલી ગોસ્તાસ્પેબી યોગનોજ ઉપયોગ કીધો હતો તે વીશે ઘણું કેહેવાની જરૂર નથી, કેમકે પેગંબર સાહેબને મદદ આપનાર એજ નામવર શેહેનશાહ હતો.

---

[1] આ નીરંગની બાબદને મી. કેખશરૂ નવરોજી કાબરાજીથી પોતે રચેલા "ફરેદુન"ના નાટકમાં અજાણતાં પણ લાવ્યા વગર રેહેવાયું નથી.

આ સઘલી દલીલો ઉપરથી વાંચનારની ખાતરી થઇ હશે કે કયામતને વખતે જે ધરમ ચાલુ કરવામાં આવનાર છે તે યોગજ છે. જમીઆદ યશ્તના દરેક ફકરામાં યોગનાં ઇસારા છે—બલકે એમ કહીશું તો ચાલશે કે એ આખા યશ્ત યોગની ખુબીઓનું ભેદમાં (તોપણ તરત પરખાઇ આવે એવી રીતે) વર્ણન કરે છે!

યોગીઓ ઘણોજ થોડો ખોરાક ખાવા છતાં દીસે આસુદા હોય છે. **તેઓ બુઢા થાય તે છતાં તેઓના ચેહેરા ઉપરથી જુવાંનીનો દબદબો જતો રેહેતો નથી.** આ દુનિયાંમાં લાંબો વખત રેહેવાની તેઓને ઇચ્છા હોતી નથી. પણ જો કોઈ કોઇને તેમ કરવાની જરૂર જણાય તો **તેઓ અમરગ થઇ શકે છે.** એ રીતે પાદશાહ કેખશરૂ તથા પેશુતન દસ્તુર આપણાંમાં અમરગ ગણાય છે; તથા હિંદુઓમાં અગસ્ત રૂષીને માટે મદ્રાસવાલા રાજ્યોગી સબુપથી કહે છે કે તે આજેબી નીલઘરીના પાહાડોમાં આવેલી "અગસ્તાશ્રમ" નામની ગુફામાં જીવતો છે. આ દુનિયાંનાં **કોઇબી દુ:ખ યોગીને થઈ શકતાં નથી, તેથી તેને મનથી પૃથ્વીબી એક જાતનું બેહસ્તજ લાગે છે.** યોગીનાં "મન, વાચા, ને કર્મ" માંથી બદી જડમૂળથી ઉખડી ગયલી હોય છે તેથી **"અંગ્રમઈન્યુશ આજેબી તેને મનથી નાશ પાંમેલો છે.** હવે યોગીની આટલી શક્તી ધ્યાનમાં રાખ્યા પછી કયાંમતને રોજે ફેલાનારો મજદીયસ્ની ધરમ માણસ જાત ઉપર કેવી અસર કરશે તે વાંચો.

"જે નુર (કયાંન ખોરેહ) ફતેહમંદ શોસીઓસને મળશે, તેમજ તેના બીજા દોસ્તોનેબી મળશે, કે જેથી કરીને તે શોસીઓસ દુનિયાને **તાજી, વગર બુઢાપાવાલી, વગર મોહોતવાલી,** વગર ગંદકી વાલી, વગર કોહોવાટ વાલી, **હંમેશાં જીવતી,** હંમેશાં ફાયદો કરનારી, અને મરજી પ્રમાણે રાજ કરતી કરશે. ત્યારે રસ્તાખેજ (એટલે કે ગુજરેલાઓ પાછાં ઉઠીને ઉભાં) થશે; જીવતાંઓને અમરગી પોંહોંચશે, અને દુનિયાં મરજી મુઆફેક ખુશી આપનારી થશે. જાનદાર ચીજો જેઓ પવિત્રાઇની શીખનારી છે, તે બેમરગ થશે, **અને જે દરૂજ અશોને મારવાને માટે (આજે) આસપાસથી ફરીવલ્યો છે, તે તે વખતથી નાશ થશે.**

(જમીઆદ યશ્ત, કરદો ૧૫ મો.)

ફરેદુન અને કેખશરૂની વિદ્યા યોગ હતી તે પુરવાર કરીને આગલ હમે બતાવી આપ્યું છે કે ક્યાં મતને રોજે યોગ વિદ્યાજ લોકોમાં ધરમ તરીકે ચાલશે. અને જ્યારે માણુસ માત્રે યોગી થાય ત્યારે જમીઆદ યસ્તમાં જણાવેલી આ બધી અસર પૃથ્વીના લોકો ઉપર થાય તેમાં કંઇજ નવાઇ નથી.

એવી સમજ લીધા પછી, આપણે આપણી હાલની રીતભાત ને સંસારી હાલત, જે આપણા બાપદાદાઓથી જુદી પડે છે, તે તરફ નેહગા પોંહોચાડીએ, અને તેનું કારણ શોધી કાહાડીએ.

## આજના પારસીઓની હાલત.

પારકી કોમવાલાઓ એકે અવાજે આપણને અટકચાલા ગણે છે, તે આપણાં છાલકાં મનની નીશાંની છે. માએબાપ તરફ બેઈમાંની, ઉપરીઓ તરફ નાફરમાંની, ગરીબ સગાંવાહાલાઓ તરફ બેદરકારી, એશકીપણું, બઇરાંઓનાં જેવી નાજુકાઈ, ચીબાવલાપણું અને એ વિગરે સેંકડો બીજા દુરગુણો તવારીખમાં આજના પારસીઓને ખાતે નોંધાય છે. ધરમની કેલવણીની ગેરહાજરીને લીધે ધરમ તરફ ભય ભરેલી બેઈમાંની વધી પડી છે, અને આ દુનિયામાં આપણે શું કરવા આવીએ છીએ તેનું કારણતો કોઇ જાણતુંજ નથી. જનમ લીધો તે મોજ શોખ કરવાને, એવા બેહુંદા ખ્યાલથી આજનો કોઇજ પારસી ખાલી હશે. અને પઈસા વગર મોજમજાહ થઇ શકતી નથી, તેથી તરેહવાર યુક્તીઓ કરીને તવંગર થવામાં દીન ઉગે હજારો પારસીઓ મધમાંખની માફક રોકાઇ જાય છે. એક પારસીને મનથી અંગ્રેજ બચો સર્વે સુધારાનો નમુનો છે, અને આંખ વીચીંને તેની નકલ કરવામાં પોતાનેબી સુધરી ગયલો સમજે છે.

દસ્તાનવાલી ઓરત સાથે અડકવું, સુવાવડીને માલપર રાખવી, એતો સુધરેલી હાલતમાં આવવાની સાબેતી ગણાય છે. કુથલાથી ભરેલા નાટકો જોવા જવામાં તથા બાયલાઓનાં વેશે નાચવામાં તો મનને નીતિના ધડા મલતા કહેવાય છે! સીંહ અને ચીતાઓ સાથે જંગ રમીને જંગલો ગજાવનારા બાપ દાદાઓનાં આ આજનાં સદગુણભ્રષ્ટ બચાંઓ, એવો સુધારો કરવા માંગીને એમ સમજે છે, કે હમે સુધરેલા ને આબરૂદાર ધંધાઓ હાથ કીધા છે! અરે, પણ હજુર એટલેથીજ પતતું નથી! એવી બીજી ઘણી ન છાજતી યુરોપીયન રસમો પારસીઓમાં પેવસ થવા માંડી છે.

હવે એ બધી ખાશીઅતો ને રસમો, જેમાં આપણે ઇરાંની નેઆ-ગાનોથી જુદા પડીએ છીએ, તેથી, સુધારો થયો છે કે બગાડો તે જાણવું ઘણું અગતનું છે. એ વિશે જુદે જુદે ધોરણે તકરાર કરી શકાય છે, પણ હમે હમારી તરફથી એટલુંજ કહીએ છીએ કે, જેમ સુનાંની ચોકસ કીં-મત કસોટીના પથ્થર વગર થઇ શક્તી નથી, તેમ આપણાં રવાંન ઉપર થ-તી એઓની સારી યા નરસી અસર યોગની ફીલસુફી વગર પરખાઇ શક્તી નથી. આપણા બાપદાદાઓમાં યોગ જાયજ હતો તેથી તેઓ સઘલી વાતે સાદા હતા, અને આપણાં કરતાં તેઓને સંસારની જંજાલ ઓછી હતી. હાલ આપણાંમાંથી યોગવિદ્યા ઉઠી ગઇ છે, ત્યારે આપણે દુનીયાંદારી ઉ-પર મરી ફીટેલા છઇએ. તેટલા માટે આપણો આતમા ઘણો "નાકેશ અને અધુરો" રહે છે, તથા મરણ પછી અંધકારમાં જવાની આપણામાંનાં ઘણા ખરાઓને ધાસ્તી હોય છે.

દીન પર દીન ધરમ તરફની બેદરકારી ભય ભરેલું રૂપ પકડતી જાય છે, અને એવોને એવોજ માંમલો ચાલુ રહ્યો તો પાંચે દાહાડે પારસી કોમની હસ્તીબી ખતમ થઈ જાય તેમાં કંઇજ નવાઇ નથી હવેતો ખુદ સુધારા વાલાઓબી ઘભરાવા ને ઇલાજ શોધવા લાગ્યા છે. પણ શું કંઇ કોઈએ અસરકારક ઇલાજ શોધી કાહાડયો છે! રાહનુમાય સભા બચ્ચાંઓને કે-ળવણી આપવા નીકલી છે, કે તેથી આવતી ઓલાદ ધરમી થાય. પણ એ સભાના મુખ્ય આગેવાન શેઠ ખરશેદજી રૂસ્તમજી કાંમાજી પોતેજ કહે છે કે અશો જરથોસ્ત જીવતાં જીવત બેહેસ્તમાં ગયા નહીં હતા, અને એતો સઉ ભોલાં આદમીઓને સમજાવવાની વાત છે! એવણના એવા ફતવા ઉપરથી આજે હજારો બેહેદીનો અને મોબેદો અશો જરથોસ્તને આજના વખતના પ્રોફેસર મેક્સ મૂલર જેવો એક માત્ર ફીલસુફ ગણે છે; અને પેલી જાંહાંનને લગતી જે જે વાત ધરમ પુસ્તકોમાં લખાયલી છે તે માનવામાં આવતી નથી. વળી આજે કો-ઇથી અવસ્તાનો ખરો તરજુમો થઈ શકતો નથી, અને અસલી ભેદ વાંણીઓના ખુલાશા આપી શકાતા નથી. હમે ધારીએ છીએ કે આગલ ચાલતાં યુરોપીયન ઢપના તરેહવાર વિચારોથી ગાબડાં મારીને કામ ચલા-વવામાં આવશે; પણ તેથી કંઇ ટોલામાં ઇમાંન આવવાનું નથી. અને જ્યાં ઇમાંન નહીં ત્યાં બદીનો ફેલાવો ચાલુજ રેહેવાનો!

હમારે એવા બારીક વખતમાં સ્વર્ગવાસી દસ્તુર મુલ્લાં ફીરોજજીની શીખાંમણ યાદ કરીને પોકાર કરવો પડેછે કે—**ઓ પારસીઓ! તમો જો તમારામાંથી બદીનો નાશ કરવા અને મીનો જેહાંન નજરે જોવા માંગતા હોવ તો યોગ વિદ્યા શીખો!** એજ પાકીજેહ એલમ દીન અને દુનિયાં વિશેના તમારા બધા શક દુર કરશે, અને તમુને બંધે જેહાંનનું સુખ આપશે. ખુશરો પરવેઝના વખતનો નામાંકીત યોગી દસ્તુરાંન દસ્તુર સાસાને પંજોમ કહે છે કે "એક ટોલાના લોકોને ખોદાને લગતી જે હકીકત મેં કહી તે ઉપર તેઓ ઇમાંન લાવ્યા નહીં; કેમકે તેઓ શું જાણે કે હું ખરૂંજ કહું છું. ત્યારે **મેં તેઓને ખોદાની રાહમાં કષ્ટી કરવા થકી ફરમાવ્યું અને સર્વે લોકોએ તનમાંથી નીકલીને ખોદાને તથા ખોદાની નજદીક વાલાઓને જોયા અને તનમાં પાછા આવ્યા.**" (દસાતીર, પાતું ૧૮૮) આપણેબી એવુંજ કરવું જોઇએ છે.

## યોગ વિદ્યા કોણ પાસ શીખીએ?

પણ આપણે યોગવિદ્યા શીખીએ કોણની પાસે? જરથોસ્તી યોગીઓ તો ગુપ્ત થઇ બેઠેલા છે, અને તેઓનો મેલાપ થઇ શકે તેવું નથી! જો હિંદુ યોગીઓ પાસે એ એલમ શીખવા જઇશું, તો આચાર વિચારમાં હિંદુ થઇ જઇશું; તેથી આપણી નેમ, જે જરથોસ્તી ધરમની રીતે ખોદાની મારફતને પોંહોંચવાની છે, તે ઉંધી વલશે! હવે હિંદુ યોગીઓ પાસે યોગ શીખવામાં ખરેખર કંઇ ગેરફાયદો છે કે નહીં તે આપણે તપાસીએ, અને એવી તપાસ પણ ધરમ પુસ્તકોથીજ કરીએ.

બેસ્તાબ કેતાબમાં આત્માની હાલતનું વર્ણન કરતાં માન સાથે હિંદુ (યોગીઓ) નાં મત એક બે ઠેકાંણે ટાંકેલાં નજર પડે છે. દસ્તુરાંન દસ્તુર અરદાય વિરાફ કહે છે કે મેં પારકા મજહબવાલાં અશો નર નારીઓને બેહેસ્તમાં જોયાં છે. વલી હજરત આજર કેવાંન પોતાની "જાંમે કેખશરૂ" નામની કેતાબમાં કહે છે કે ખલ્લે બદન કીધા પછી "હું એક બીજી જેહાંનમાં ગયો, કે જ્યાં તરેહવાર ચીજો તથા ભાત ભાતનાં શેહેરો જોવામાં આવતાં હતાં, જેવાં કે ઈરાંન, તુરાંન, રૂમ, હિંદુસ્થાંન, ચીન, માહાચીન, અને સીંધનો દરીઆવ. અને તે હરેક શેહરમાં મરદો તથા ઓરતો મારા જોવામાં આવ્યાં **તેની નીશાંની પુછો તો ઈરાંનના બુજરગો જેવા**

**સઘલા હુન્નર અને કાબેલીઅતમાં વાકેફગાર હતાં. તેઓમાંનાં હરેકે મને શીખામણ દીધી અને મારા જાન અને દીલને રોશન કીધું."** (પાંનુ ૧૧૧ મું.)

હવે એજ વાત પુરવાર કરી આપે છે કે જેવી રીતે આપણે અજ્ઞાનપણાંથી પારકા મહજબ વાલાઓને હલકા ગણીએ છીએ તેવા તેઓ ખરેખર નથી, બલકે હજરત આજર કેવાંન જેવા માહાત્માંઓએબી તેઓની પાસેથી કેટલીક રીતની કેલવણી લીધેલી લાગે છે. વલી વેદ ધરમ અવસ્તા સાથે એટલો મલતો આવે છે કે પ્રોફેસર દાર્મસ્તેતર એ બંધેને કોઇ યોગ ધરમ (Indo-iranian religion)ની શાખાઓ ગણે છે. પણ ખરી વાત તો આ જણાય છે કે એ બંધે પુસ્તકોના બનાવનારા યોગી હતા, અને તેને લીધેજ એઓ વચ્ચે એવું અજાયબ જેવું મલતાપણું છે. બુધ ધરમબી આપણે ધારીએ છીએ તેવો નથી. જેમ પેગંબર સાહેબે આપણા ધરમના પાયા તરીકે "મનશની, ગવશની, કોનશની" વીશે જેવી સખત તાકીદ આપી છે, તેવીજ રીતે ગઉતમ ઋષીએબી કીધું છે—બલકે ઈનસાફને ખાતર હમારે કેહેવું પડે છે કે એ ફરમાંનોની ગુપ્ત મતલબને આઠ ભાગોમાં વેંહેંચી નાંખીને વધારે ખોલાશાથી સમજાવી છે. (ઇ. સ. ૧૮૮૦ નાં "થીઓસોફીસ્ટ" ના કોઇ એક અંકમાં "Buddhism authoritatively defined" એવે નામની એક આર્ટીકલ આવેલી છે તે જુઓ.)

અંગ્રેજી મીશનરીઓ પેહેલ વેહેલાં એમ સમજતા હતા કે દેશીઓ અંગ્રેજી શીખશે એટલે સેહેલાઇથી ખ્રીસ્તી થઇ જશે. માટે યુરોપીયન ઢપની કેલવણી રૂપી જાલ નાંખીને આખા હિંદુસ્થાનને વટલાવવાની છુપી નેમથી દેશીઓની કેલવણી પાછલ તેઓએ શરૂઆતમાં ઘણી મેહેનત લીધી હતી. તોપણ પરિણામ તેથી ઉલટું નીપજયું છે. અને આજે આપણે આપણા બાપીકાં ધરમની વધારે શોધ ખોલ કરવાને તથા ખ્રીસ્તી ધરમથી વધારે દુર રેહેવાને શીખ્યા છીએ. એવું છે ત્યારે હિંદુ યોગીઓથી આપણા ધરમને નુકશાન થવાનો ભય રાખવો જોઈતો નથી. એ અશો નરોની તો પાદરીઓના જેવી કોઇ નેમ નથી, અને તેઓ પોતાની કેહેવાતી જાતવાલાઓનેબી કોઠું આપતા નથી. માત્ર સંપૂર્ણ અશોઇથીજ આપણે તેઓની

ઉસ્તાદગીરી મેલવવાની આશા રાખી શકીએ છીએ. ગુરૂ તરીકે તેઓ આપણુ પાસે "સ્નાન પુજા" જેવી કોઈ ઝાહેર તરીકાને લગતી ક્રીયા કરાવતા નથી, પણ ખોદાની યાદમાં મનને મશગુલ કરવાના રસ્તા બતાવે છે તથા આત્માને શરીરમાંથી બાહાર કાહાડવાને લગતી કસરત શીખવે છે. મુંબઇથી કલકતે જતાં સ્તીમર તેમજ રેલવેની મદદ આપણે મેલવી શકીએ છીએ. વલી કોઇ ચાહે તો ઘોડે યા બલદ ગાડીએ, યા પગે ચાલીનેબી ત્યાં જઇ શકે. તેવીજ રીતે જીવતાં જીવત બેહેસ્તમાં જવાને માટેબી આત્માને શરીરમાંથી બાહાર કાહાડવાની અનેક રીતો છે; અને હમે કબુલ કરીએ છીએ કે ખલ્લેબદન કરવાની આપણા બાપદાદાઓની રીત હાલની હિંદુ રીતોથી કદાચ જુદી હશે, પણ જેમ જુદાં જુદાં વાહાણ વાપડીને કલકતે ગયલા મુસાફરોને તે શેહેર એકજ રીતનું નજર આવે છે, તેજ રીતે જુદી જુદી ઢપથી શરીર છોડીને છુટાં થયલાં રૂહો ખોદાને તથા તેના ભેદો વિશેનું એક સરખુંજ ગ્યાન મેલવે છે. માટે જેવું ગ્યાન પેગંબર સાહેબના વખતથી હજરત આજર કેવાંન સુધીના જરથોસ્તી યોગીએ મેલવી ગયા છે, તેવુંજ ગ્યાન હિંદુ ઋષીઓની મદદથી આપણે મેલવશું અને આપણા લોકોની રાહનુમાઇ કરશું. **તોપણ હમારે કેહેવું જોઇએ છે કે આપણા ધરમની ફીલસુફી એ લોકોના વિચારથી ઘણીએક અગતની બાબદોમાં જુદી છે. તેને એ લોકોનાં તેજથી ઝંખવાઇ જઇને આપણે ફેરવી નાંખવાની નથી; પણ આપણી અકકલ કબુલ નહીં કરે તોબી આપણો કોઈ પેગંબર આવે ત્યાં સુધી સંભાલથી જાલવી રાખવાની છે. એવી સાવચેતી રાખીને એ લોકોના શીષ્ય થવામાં આપણને કંઇ અડચણ નથી, પણ જો એમ નહીં કરશું તો, અંગ્રેજોની સાથે સંબંધ પડયા પછી જેવી ફજેતી આપણે જોઇએ છે, તેવી બીજી ઘણીક જોવી પડશે.**

એક વખત એવો હતો કે દયાનંદ સરસ્વતી સ્વામી જેવાઓને યોગીઓની શોધમાં પાહાડે પાહાડ ને જંગલે જંગલ રખડવું પડયું હતું, અને વિષ્ણુપંત ગોખલેને ગુરૂ નહીં મલ્યાથી ફકત ખોદાની ઉપર વિશ્વાસ રાખીને એખલોજ વનવાસ કરવો પડયો હતો. તેવી મુશકેલીઓ આજે આપણને વેઠવાની નથી. આજે આપણાં ઘર આગલ "થીઓસોફીકલ સોસાઇટી"

છે, અને યેગ શીખવવાની આશા આપે છે, અને તેબી વલી કોઈ-બી ધરમને અડચણુ નહીં થાય તેવી રીતે! માટે જેટલુંબી આપણે કરવા માંગશું તેટલું થઇ શકશે. મેડમ બ્લેવેટસ્કી અને કર્નલ ઓલ્કોટ જેવાં ભલાં માણસોએ આપણુને રસ્તો કરી આપવાને પોતાની અમૂલ્ય જીંદગી રોકી છે, અને જો તેનો લાભ આપણ પારસીઓ નહીં લઇશું તો, આવતી પા સદીમાં જરથોસ્તી ધરમની ઘણી મોટી ખરાબી થઇ જશે. માટે "પ્રવિણ બંધુઓને" પરિયાં ધારવાનું અને પેલી પરોપકારી બાનુને ધુતારી ગણવાનું મહાપાપી કામ છોડી દઇને, **આપણુને લાયક છે કે થીઓસોફીકલ સોસાઈટીની એક જરથોસ્તી શાખા સ્થાપવી. એ મંડલીની મુખ્ય નેમ પારસીઓમાં યેગનો ફેલાવો કરવાની, પારસી રાહરસમોને યેગની ફીલસુફીથી તપાસીને નવા બંધ બેસ્તા ફેરફારો વિશે કોશેસ કરવાની, તથા બચ્ચાંઓને ધરમનાં ફરમાંનો યેગની કુંચીથી ખોલી બતાવવાની રાખવી.** એવાં કામ કોમના શેઠીઆઓ અથવા દસ્તુર દાવરો ઉઠાવે તેવો સંભવ નથી. માટે વચલે વાંધેના જુવાંન ગ્રહસ્થોને શરૂઆતમાં ન્હાના પાયા ઉપર એવી એક મંડળી સ્થાપવાની અરજ કરીએ છીએ. તેવું કરવાનેબી ઘણો વિલંબ લાગશે નહીં, જો દરેક સચાઇને ચાહાનાર જરથોસ્તી થીઓસોફીકલ સોસાઇટી સાથે વગર ઢીલે જોડાઇ જાય તો આ મંડળી ઉપર કેટલીક તરફથી જાતી શોધ કે પુછપરછ કીધા વગર તરેહવાર શક નાખવામાં આવે છે. કોઇ તેને એક વટલાવનારો પંથ સમજે છે, કોઇ તેને ધંતરમંત્ર શીખવનાર ઢોંગી ધુતારાઓનું બનેલું મંડળ સમજે છે. પણ જાતી શોધ અને તપાસ કરનારાઓથી પુછપરછ કરતાં જુદુંજ માલમ પડે છે. સર્વે પ્રજાઓના આગલા પુરવીણોએ જણાવેલી ફીલસુફી સતાવાર રીતે જાણવાની તે એક નિશાળ છે. કોઇપણ ગ્રહસ્થ જે સચાઇની શોધ કરવાને શરમાતો નહીં હોય તેને માટે આ એક ઉત્તમ સાધન છે. તોપણ ઘણીવાર એવું બને છે કે તે તરફ દીલસોજી બતાવા છતાં ઘણા પારસીઓ ચોક્સ કારણોને લીધે તેમાં જોડાઇ શકતા નથી. એવી હાલતમાં જોકે તેઓ ઘણું ખોહે છે, તોપણ તેઓ માટે આ વીદ્યાને લગતાં કેટલાંક પુસ્તકોની એક ટીપ આપી ખસી જવા શીવાય બીજો કશો ઉપાય નથી. તેઓને આ લખાણોમાં કેટલાંક પાહાડ જેવાં કઠણ લાગશે, કેટલાંકો ગલે ઉતરશે નહીં, અને કેટલાંકોમાં શબદો એવા આવશે કે તેઓએ જન્મમાં સાંભ-

લેલા પણ ન હોય. એવી વેલા તેઓને એક નીયમ જાલવવાની અમો એલતેમાસ કરીએ છે, અને તે એકે—**ધીરજથી શોધ કરવી !**

**દેશી ભાશામાં.**

ગાથા અને યજશને.

દસાતીર.

દબીસ્તાન.

જામે કયખોશરૂ.

જરદસ્ત અફસાર.

શારેસ્તાને દાનેશ વ ગુલીસ્તાને બીનીશ તબરાહે મોબેદી (મોબેદ પરીસ્તારની).

રમજસ્તાન.

વિચાર સાગર.

**ઇંગ્રેજી ભાશામાં.**

Bhagvad Gita.
Light on the Path.
Isis Unveiled, 2 vols.
The Secret Doctrine.
Esoteric Buddhism.
Man: Some fragments of forgotten History.
The Perfect Way, or the Finding of Christ.
Soul, its nature and development.
Paracelsus—an Adept of Secret Science.
Phœdo of Plato.
Guide to Theosophy.
Zoroastrian and Some other Ancient systems.
Occult World.

ઉપલી ટીપમાં અમોએ ઘણીજ થોડી ચોપડીઓનાં નામો આપ્યાં છે. જો ચાહીએ તો એજ ટીપના સફાઓ ભરાય એમ છે. તોપણ એક અભ્યાસીને ઘભરાટમાં નાખવા કરતાં અમો એટલીજ ભલાંમણ કરીશું કે ઉપલી ટીપમાંથી થોડી પણ ચોપડીઓ વાંચવાથી અહીં જે જણાવ્યું છે તેની સચ્ચાઇ વિશે તેની ખાત્રી થશે.

**એક નમ્રતાઇ ભરેલી અરજ.**

આ બાબદ સમાપ્ત કરતી વખતે જણાવવું જરૂરનું છે કે **યોગ વિદ્યા વિશે તેમજ બીજી બાબદો વીશે હમુને કંઇ સંગીન જ્ઞાન નથી. તેથી હમે ઘણે ઠેકાંણે ભુલ ખાધી હશે. તે ભુલોનો લાભ લઇને કોઇબી નુકતેચીને યોગની સાંબે તકરાર લાવવી નહીં; પણ જાતી શોધથી કંઇ જાંણવા જોગ પરિણામ આવ્યું** હોય તો તેજ **બાહાર પાડવું.**

છેલાં, જેઓએ થીઓસોફીકલ સોસાયટીની વિરૂધ મત આપ્યાં છે, તેઓને હમે અરજ કરીએ છીએ કે પોતાના બાપદાદાઓની તવારીખ ખોલી જોઇને, તથા જરથોસ્તી ધરમ પુસ્તકોમાં આવેલાં નહીં સમજ પડે તેવાં લખાંણોનાં ભેદ સમજીને, એ મંડળી વિશે નવેસરથી પોતાનાં મત જાહેર કરવાં. પારસી ટોલાની રાહનુમાઇ કરવાનું કામ આજ કાલ પારસી ન્યુસપેપરોના હાથમાં છે, તેઓએ એવી નાજુક બાબદોનો અભ્યાસ કર્યા અગાઉ ગુમરાહી ભરેલાં લખાંણો કરવાં જોઇતાં નથી.